॥ महात्मा श्री निश्चलदासजीकृत ॥

# ॥ श्री विचारसागर ॥


અનુવાદક

છોટાલાલ નરભેરામ ભટ્ટ

( વડોદરા - રંગમહાલ, મહમદવાડી )



પ્રકાશક

વકીલ માણેકલાલ ચુનીલાલ કાંટાવાળા

( ખંભાત - કૃષ્ણપોળ )

પ્રથમાવૃત્તિ પ્રત : ૧૦૦૦

સં. ૧૯૮૭ સ. ૧૯૩૦

કિંમત : રૂ. ૨-૪-૦.

( કિંમત : રૂ. ૨-૦-૦, જૂન, ૧૯૩૧ સુધી )

# પ્રકાશકનું નિવેદન.



મેં વિચારસાગરનો અભ્યાસ શરૂ કર્યા પછી જેમ જેમ આગળ અભ્યાસ થતો ગયો તેમ તેમ પૂર્વપક્ષ ઉત્તરપક્ષની ગહનતા, યુક્તિપ્રયુક્તિઓની સૂક્ષ્મતા અને અદ્વૈતસિદ્ધાંતનું મંડન કરવાની નિપુણતામાં મારી બુદ્ધિ પ્રવેશ કરી શકી નહિ. એક તરફ આ ગ્રન્થનું આદ્યન્ત અવિચ્છિન્ન અધ્યયન કરવાની ઉત્કટ અભિલાષા; અને બીજી તરફ ગ્રન્થની વજ્ર જેવી કઠિનતા જોઈને મારૂં અંતઃકરણ આશા નિરાશાના ચકડોળે ચઢી ચિંતાગ્રસ્ત બની ગયું. તે વખતે મને આ ભાષાન્તરની મદદ મળી જવાથી, જેમ તરણાં પકડીને મહાસાગરતરનાર ને નૌકા મળી જવાથી, જે આનંદ થાય તે આનંદ પ્રાપ્ત થયો. એમાં બાળકને પણ ઝટ સમજ પડે એવી સરળ ભાષામાં ગહનમાં ગહન વિષયોને પણ બહુજ સ્પષ્ટ કરી બતાવેલા હોવાથી, તેમજ પારિભાષિક શબ્દોને, વિસ્તૃત વ્યાખ્યા આપીને સમજાવેલા હોવાથી ગુરૂની સહાય વિના પણ ગ્રન્થ નિઃશંક સમજી શકાય એમ છે, એવી મારી પ્રતીતિ થવાથી ભાષાન્તરકાર વયોવૃદ્ધ વિદ્વદ્વર શ્રીયુત છોટાલાલભાઇ નરભેરામને ભટ્ટને વિનંતિ કરી, આ ભાષાન્તર પ્રસિદ્ધ કરવાનો મને તે વખતેજ વિચાર થએલો. કારણ કે સંસ્કૃતભાષાના અનભ્યાસી હોવા છતાં વેદાન્તનો અભ્યાસ કરવાની ઇચ્છા વાળાને **વિચારસાગર** વિના બીજું એકે અવલંબન નથી. પણ તેમાં વેદાન્તની સમગ્ર પ્રક્રિયાઓનો સમાવેશ કરેલો હોવાથી કઠિનતાને લીધે, મારી પેઠે એ ગ્રન્થના અનેક અભ્યાસીઓને મારા જેવી મુંઝવણ થતી હશે. તે દૂર થતાં જિજ્ઞાસુઓને આ ગ્રન્થનું પઠન કરવામાં પ્રેમ ઉત્પન્ન થાય; અને તે દ્વારા આ ગ્રન્થના પઠનપાઠનનો પ્રચાર વિશેષ થાય એજ હેતુથી ભાષાન્તરકારની પરવાનગી મેળવી આ ગ્રન્થ પ્રસિદ્ધ કરવાનું સાહસ કર્યું છે. સર્વસામાન્યવર્ગ એનો લાભ લેઇ શકે એ આશયથી સસ્તા સાહિત્યના ધોરણે જેમ બને તેમ આ ગ્રન્થ ઓછી કિંમતે આપી શકાય એની સંપૂર્ણ કાળજી રાખી છે. આ પ્રમાણેની શુભ ભાવનાથી પ્રસિદ્ધ કરેલા આ ગ્રન્થનો જનતા આદર કરે એ જ અભિલાષા છે.

મહાત્મા શ્રી નિશ્ચલદાસજીનું જીવનચરિત્ર, અને આ ગ્રન્થના અનુવાદક વિદ્વદ્વર શ્રીયુત છોટાલાલ નરભેરામ ભટ્ટના જીવનનું સંક્ષિપ્ત દિગ્દર્શન એ બે સાહિત્ય વાચસ્પતિ કવિ દયાશંકર રવિશંકરની પાસે લખાવીને તે આ ગ્રન્થમાં દાખલ કર્યું છે. એ ઉપરાન્ત આ ગ્રન્થમાં શ્રીમત્ આદ્યશંકરાચાર્ય ભગવાન્ ભાષ્યકારની છબી મૂકવામાં આવી છે તેનો બ્લોક ખંભાતના ડ્રોઇંગમાસ્તર

રા. રા. યાજ્ઞિક હિંમતલાલ નાથાલાલે આપવાની કૃપા કરી છે તેથી તેમનો જનતા ઉપર તેટલે અંશે ઉપકાર થયો છે, અને શ્રીયુત છોટાલાલભાઇની જે છબી આ ગ્રન્થમાં મૂકવામાં આવી છે તે આ ગ્રન્થ છપાતો હતો તે દરમ્યાન તેમનું અહીં પધારવું થવાથી એમનો ફોટો લેવામાં આવ્યો એટલે તે ઉપરથી બ્લોક તૈયાર કરી એ અનુકૂલતા મેળવી છે. તા. ૨-૧૦-૩૦.

ખંભાત
કૃષ્ણપોળ. વિજયાદશમી.
સં. ૧૯૮૬

**વકીલ માણેકલાલ ચુનીલાલ કાંટાવાળા.**

श्री

# મહાત્માશ્રી નિશ્ચલદાસજીનું જીવનચરિત્ર.



કોઈ સાધનસમ્પન્ન પુરૂષ, શ્રવણાદિક કરતો કરતો વખતે સ્થૂલ શરીરનો ત્યાગ કરીને અન્ય શરીર ધારણ કરે છે; ત્યારે તેવા પુરૂષને ગત જન્મમાં રહી ગએલી સાધનોની ન્યૂનતા તેના વર્તમાન જન્મમાં ન રહેતાં તેને શીઘ્ર જ્ઞાન પ્રાપ્ત થાય છે; અને તેજ જન્મમાં તેને સાક્ષાત્કાર પણ થાય છે. એને માટે શ્રીમદ્ ભગવદ્ ગીતામાં લખ્યું છે કે—"

प्राप्य पुण्यकृताँल्लोकानुषित्वा शाश्वतीः समाः।
शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते ॥ अ. ६–श्लो ४६ ॥
अथवा योगिनामेव कुले भवति धीमताम्।
एतद्धि दुर्लभतरं लोके जन्म यदीदृशम् ॥ ४२ ॥
तत्र तं बुद्धिसंयोगं लभते पौर्वदेहिकम्।
यतते च ततो भूयः संसिद्धौ कुरुनन्दन " ॥ ४३ ॥

સર્વ કર્મના સન્યાસ પૂર્વક વેદાન્તાદિનું શ્રવણ કરતાં કરતાં જેનું શરીર પડી ગયું હોય છે તે યોગભ્રષ્ટ પુરૂષ, અશ્વમેધાદિ પુણ્યકર્મ કરનારાઓને જે લોકની પ્રાપ્તિ થાય છે તે લોકમાં ઘણાં વર્ષો સુધી રહ્યા પછી; કાં તો પવિત્ર અને વિભૂતિ સંપન્ન એવા ચક્રવર્તી રાજા ને ત્યાં, અથવા યોગવિદ્ દરિદ્ર બ્રાહ્મણને ત્યાં જન્મે છે. આ પ્રમાણે દરિદ્ર અને બ્રહ્મવિદ્ બ્રાહ્મણના કુળમાં જન્મ થવો એ આ લોકમાં પરમ દુર્લભ છે. ઉપર પ્રમાણે એમાંથી કોઇ પણ એક સ્થાનમાં જન્મ્યા પછી, ત્યાં તેને પૂર્વ જન્મનો બુદ્ધિ સંસ્કાર પ્રાપ્ત થાય છે; અને તે મોક્ષ પ્રાપ્તિને અર્થે ફરીથી પાછો વિશેષ પ્રયત્ન કરે છે.

આ પ્રમાણેના શ્રીમદ્ભગવદ્ગીતાના વચનાનુસાર મહાત્માશ્રી નિશ્ચલદાસજીનો પણ, જાણે કોઇ યોગભ્રષ્ટ પુરૂષનો જન્મ થયો હોય એ રીતે પંજાબમાં આવેલા ધણાના નામના ગામમાં વિક્રમસંવત્ ૧૮૪૯ ના શ્રાવણ વદિ અષ્ટમી જેવી ભગવાન્ યોગેશ્વર શ્રીકૃષ્ણચંદ્ર જેવા પૂર્ણાવતાર પુરૂષને જન્મ આપનારી પુણ્ય તિથિએ જન્મ થયો હતો. એમના પિતાશ્રીની સ્થિતિ પરમ દરિદ્ર હતી, તો પણ સ્વભાવે તે અપાર સાત્ત્વિક પ્રકૃતિના હતા. તેમને સ્વાભાવિક રીતે પ્રાપ્ત થએલું 'મુક્તો' એ નામ જાણે એમની મુક્તદશા સૂચવતું હોય એવું હતું. આ વિદ્વદ્રત્નને જન્મ આપનારી જનેતા પોતાના પુત્રનો પ્રભાવ જોવાને રહી નહિ; અને શ્રી નિશ્ચલદાસને માતૃસ્નેહનું

બન્ધન પણ રખેને મોક્ષસુખમાં અંતરાયરૂપ થઇ પડે એમ ધારીને જાણે અનુકૂળ સંયોગો મેળવી આપવા હોય તેમ દૈવે તેનો શ્રી નિશ્ચલદાસજીની બાલ્યાવસ્થામાંજ દેહાન્ત કર્યો. તે વખતે આ મહાત્માનું વય માત્ર ત્રણ વર્ષનું જ હતું. સ્ત્રીના સ્વર્ગવાસ પછી મુક્તાજી, ત્રણ વર્ષના બાળક નિશ્ચલદાસજીને પોતાને ખભે બેસાડીને ધણુનાથી આશરે છત્રીસ ગાઉને અંતરે આવેલા દીલ્હીમાં ગયા. ત્યાં દાદૂજી નામના કોઇ મહાપુરૂષે પ્રવર્તાવેલા સંપ્રદાયવાળાઓનું સ્થાન હતું. તે સ્થાનના અમરદાસજી નામના સાધુ તે વખતે અધિકારી હતા. મુક્તાજીએ તેમના ચરણના શરણમાં નિશ્ચલદાસજીને મૂકવાનો નિશ્ચય કરીને સાધુની દીક્ષા અપાવી. દાદૂપંથની દીક્ષા લીધા પછી નિશ્ચલદાસજીએ પોતાનું ચૌદ વર્ષનું વય થતા સુધી ત્યાં જ રહીને વિદ્યાભ્યાસ કર્યો અને ગુરૂસેવાનો પણ લાભ લીધો.

નિશ્ચલદાસજીની વિદ્યાને ગ્રહણ ધારણ કરવાની અસામાન્ય શક્તિ અને અભિરૂચિ જોઈને, કેટલાએક દીર્ધદર્શી પુરૂષો તે વખતે એવું અનુમાન કરતા કે આ કોઇ મહાતીવ્રબુદ્ધિમાન્ બાળક અલૌકિક પાંડિત્ય સંપાદન કરીને મહાપુરૂપ તરીકે ગણાશે. ઇષ્ટકૃપાએ પરિણામે એમજ બન્યું; અને એ ઉદારચરિત્ર દૂરદર્શી પુરૂષોનાં અનુમાન સાચાં પડયાં.

આ વખતે પોતાના જ ગામના રહીશ સ્વરૂપાનંદ નામના કોઈ એક પરમહંસનો મેળાપ નિશ્ચલદાસજીને દિલ્લીમાં જ થયો. અને **मनो हि जन्मान्तर संगतिज्ञम्** એ ન્યાયે જન્માન્તરના સંબંધને જાણે એ બેયનાં મન જાગી ગયાં હોય તેમ તેમની વચ્ચે સહજ મિત્રતા બંધાઇ ગઇ. દિલ્લીમાં અધિક અભ્યાસની અનુકૂલતાનો અભાવ હોવાથી વિદ્યાના સ્થાયી નિવાસસ્થાનરૂપ શ્રી વિશ્વનાથની પુરી વારાણસી–કાશીમાં જવાનો એ બેય મિત્રોએ સંકલ્પ કર્યો. જ્યાં મુરારિ ચરણચ્યુત નિર્મળ જળના અકળ પ્રભાવથી ભગવતી ભાગીરથી અનેક ભવ્ય જીવોનો સમુદ્ધાર કરવાને ગંભીર ગર્જના કરી રહી છે; જ્યાં સકળ વિદ્યાઓના નિયન્તા ભગવાન્ હરિ અને હર, સ્વયં પરમતત્ત્વજ્ઞાનનો સંવાદ, એક વખતે કરીને લોકોને મુક્તિનું સુખ આપતા હોવાથી જે મુક્તિપુરીને નામે પ્રસિદ્ધિ પામી છે. જ્યાં ચરાચરગુરૂ ભગવાન્ વિશ્વનાથ સાક્ષાત્ નિવાસ કરીને તારકમંત્રનો સદુપદેશ આપી અમાપ પાપનો પરિતાપ નષ્ટ કરી રહ્યા છે, જ્યાં અદ્યાપિ કોઇ કોઇ પરમશાન્ત બ્રહ્મનિષ્ઠ જીવમુક્ત મહાત્માઓ પ્રારબ્ધશેષ ભોગવતા નિરન્તર બ્રહ્માનંદમાં નિમગ્ન થઈ પરમશાન્તિનું સુખ અનુભવી રહ્યા છે, એવી કલિકલ્મષનિવારિણી શ્રી કાશીજી તરફ જવાને બેય મિત્રોએ પ્રયાણ શરૂ કર્યું.

કાશીજીમાં પગ મૂકતાની સાથે જ શ્રીનિશ્ચલદાજીને પ્રતીતિ થઇ કે–બીજાં સ્થાનોમાં જે પંડિત તરિકે પંકાય છે અને પોતાને પણ પાછા જે

પંડિત જેવા માને છે તે પંડિતો, આ કાશીના નિવાસી મૂર્ખાઓની કોટીમાં પણ મૂકવાને લાયક હોતા નથી. તેમજ પોતે પણ દિલ્લીમાં રહીને કરેલા અભ્યાસથી જે દિલ્લીના પંડિત સાધુસમુદાયમાંના એક તરીકે ગણાતા હતા તે પણ નિરર્થકજ હતું. બુદ્ધિમાન્ પુરૂષોને આમ પોતાની ન્યૂનતાનું ભાન થવું તે પણ અભ્યુદયના નિદાનરૂપ હોય છે, એ યથાર્થજ છે. નિશ્ચલદાસજીએ પ્રથમ નિખિલાગમ નિગમનિષ્ણાત મહાત્માશ્રી વિશુદ્ધાનન્દજીના આશ્રમમાં શાસ્ત્ર શ્રવણ કરવાની વૃત્તિથી જવાનું શરૂ કર્યું. તે ઉપરથી ત્યાંના સજ્જન વિદ્વાનોનો સહવાસ થતાં એમને સમજાયું કે–હજુ મારામાં શાસ્ત્રશ્રવણ કરવાની પણ યોગ્યતા આવી નથી ત્યાં તેના અધ્યયનની આશા તો રાખવીજ શી રીતે? આવો વિચાર કરીને આત્મપુરાણ ઉપર ટીકા કરનારા પંડિત શિરોમણિ શ્રીકાકારામજીની પાસે પ્રથમથીજ અધ્યયન કરવાનો આરંભ કર્યો. પોતાના ઉત્સાહ, સ્વાશ્રય, અને નિશ્ચયના બળે નિશ્ચલદાસજીએ કાકારામજીના શિષ્યની પાસે કોશ વ્યાકરણાદિ ગ્રન્થોનો અભ્યાસ કરી લીધો. એમની અસાધારણ ધારણ શક્તિ જોઇને કાકારામજીએ એમના ઉત્સાહમાં અભિવૃદ્ધિ કરી. તે વખતે ત્યાં છએ શાસ્ત્રોનો અભ્યાસ ચાલતો હતો, તેથી નિશ્ચલદાસજીએ સર્વે શાસ્ત્રોના પાઠ સાંભળવા માંડયા. અને એમ કરવાથી કાકારામજીનું છાયાની પેઠે અનુસરણ કરનારા અને તેથી જ તેમની પરમ દુર્લભ કૃપાનું પાત્ર થએલા નિશ્ચલદાસજી તે તે શાસ્ત્રોમાં પારંગત થઇ ગયા. ન્યાયશાસ્ત્રનો અભ્યાસ એમણે વિદ્વન્મૂર્ધન્ય દામોદરશાસ્ત્રીની પાસે કર્યો.

એક એવી લોકોક્તિ છે કે–કાશીમાં એક વખતે કોઇ સ્થાનમાં પંડિતોની સભા મળી હતી. તેમાં અનેક વિષયો ઉપર શાસ્ત્રાર્થ થતાં કોઈ એવો કઠિન પ્રસંગ આવી પડયો કે તેનું સમાધાન કરવાને તે સભામાંનો કોઇ પણ પંડિત સમર્થ થઇ શકયો નહિ. એ વખતે નિશ્ચલદાસજી પણ ત્યાં બેઠા હતા, તેમણે પંડિતોની નમ્રતાપૂર્વક આજ્ઞા મેળવીને એ કઠિન પ્રસંગનું શાસ્ત્રસંમત એવું સુન્દર સમાધાન કર્યું કે તે સાંભળીને તમામ પંડિતો ચકિત થઈ ગયા. અને આ વિજયી શિષ્યની વિદ્વત્તાથી કાકારામજીની કીર્તિચંદ્રિકા પણ પૂર્ણિમાની ચંદ્રપ્રભા જેવી સર્વત્ર પ્રસરી રહી.

કાશી જેવા સ્થાનમાં વિદ્યા સંપાદન કરવા જવાની વૃત્તિ થવી, ત્યાં સમર્થ વિદ્વાન્ સદ્ગુરૂનો સમાગમ થવો, તેમની કૃપા મેળવવી, અને વિદ્વાન્ સાધુ પુરૂષોનો સહવાસ થવો, એ ઉત્તરોત્તર સદ્ભાગ્યની અભિવૃદ્ધિનાં ચિહ્નો છે. આવું સદ્ભાગ્ય શ્રીનિશ્ચલદાસજીનું પણ હતું. કે જેને યોગે તેમને આવા સમગ્ર અનુકૂળ સંયોગો પ્રાપ્ત થયા હતા.

નિશ્ચલદાસજીને જન્મથી જ રાગનાં બન્ધનોમાં રહેવાનું નિર્માણ નહીં થએલું હોવાથી બાલ્યાવસ્થામાં જ ત્યાગ પ્રાપ્ત થયો હતો. પણ શાસ્ત્રજ્ઞાન

મેળવવાની ન્યૂનતા હતી, તે પણ ન રહી અને સમગ્રશાસ્ત્રનું તેમણે તલસ્પર્શી અને માર્મિકજ્ઞાન સંપાદન કરી પોતાના ગુરૂવર્ય કાકારામજીનો અને કાશીના અન્ય વિદ્વદ્વર્ગનો શુભાશીર્વાદ પણ મેળવ્યો. તે પછી પરમસંત નિશ્ચલદાસજી વસંતની પેઠે લોક હિતાર્થે ઉપદેશ આપવાના ઉદ્દેશથી ત્યાંથી વિદાય થયા.

જ્ઞાનનું ગ્રહણ કરવાની અને જ્ઞાનનું દાન કરવાની બેય શક્તિઓ તેમનામાં અસામાન્ય હતી. તેમણે છએ શાસ્ત્રોનો યથાવત્ અભ્યાસ કર્યા છતાં, સર્વોત્તમ, અને પરમપુરૂષાર્થની પ્રાપ્તિ કરાવનારૂં તો વેદાન્તશાસ્ત્રજ છે એવો તેમને દૃઢ નિશ્ચય હોવાથી તેના ઉપર તેમની અત્યંત પ્રીતિ હતી; અને તેથી જ વેદાન્તશાસ્ત્રનું અધ્યયન તેઓ પ્રાતઃકાળમાંજ કરાવતા હતા. કારણ કે તે વખતે મનોવૃત્તિઓ શાન્ત હોય છે, અને તત્ત્વજ્ઞાનના ગંભીર વિચારોના સંસ્કારો પણ તે વખતે બહુ સારા પડી શકે છે.

આમ વેદાન્તશાસ્ત્રનું પઠન પાઠન કરાવતા મહાત્માશ્રી નિશ્ચલદાસજી દિલ્લીમાં પોતાના ગુરૂસ્થાનમાં આવી પહોંચ્યા. ત્યાં તેમણે વેદાન્તનું શ્રવણ કરાવવા માંડયું પણ ત્યાંના સાધુઓ એની ગહનતામાં પ્રવેશ કરી શકે એવા ન હોવાથી તેમની તેમાં અભિરૂચિ થઇ નહિ. આમ છતાં નિશ્ચલદાસજીની ગુરૂસ્થાન ઉપર બહુ પ્રીતિ હતી તેથી તેઓએ દાદૂપંથી સંપ્રદાયના સાધુઓના જ્ઞાનમાં વધારો કરી તેમનો ઉત્કર્ષ કરવાની પ્રવૃત્તિ ચાલુ રાખી. સુંદરવિલાસના કર્તા સુંદરદાસજીએ અને અને આ મહાત્મા નિશ્ચલદાસજીએ દાદૂ પંથના મહિમામાં ઘણો વધારો કર્યો છે.

નિશ્ચલદાસજીના શિષ્યવર્ગમાં અનેક પંથના સાધુઓ હતા. તેમાં એક વખત એવો કલેશ ઉત્પન્ન થયો કે-કોઇ એક વિદ્યાર્થિએ દાદૂપંથી વિદ્યાર્થીને કહ્યું કે—તારા ગુરૂ તો કુકડા જેવા હતા. આ ગુરૂનિન્દા, દાદૂપંથી વિદ્યાર્થીને દુઃસહ થઇ પડયાથી તેણે નિશ્ચલદાસજીને એ વાત કરી. તે સાંભળીને મંદમંદ હાસ્ય પૂર્વક નિશ્ચલદાસજીએ કહ્યું કે—ભાઇ! એમાં ખોટું શું લગાડે છે? વાત ખરી છે. જેમ કુકડો, સર્વ લોકોને નિદ્રામાંથી જગાડે છે; તેમ શ્રી દાદૂજીએ પણ અનેક લોકોને મોહનિદ્રામાંથી જગાડયા છે માટે એણે જે કુકડાના જેવા કહ્યા છે તે યથાર્થજ છે.

નિશ્ચલદાસજીની વિદ્વતા, ઉપદેશ કરવાની અપ્રતિમ શક્તિ, અને તીવ્ર ત્યાગવૃત્તિની સર્વત્ર પ્રસિદ્ધિ થતાં બૂંદીના નરેશ રામસિંહજીએ એમને આમંત્રણ મોકલ્યું. રાજા રામસિંહજીના આગ્રહથી પોતે બૂન્દીમાં પધાર્યા એમનો સમાગમ થતાં રામસિંહજીનો ભક્તિભાવ બહુ વધી ગયો; અને સમસ્ત રાજ કુટુંબે નિશ્ચલદાસજીને ગુરૂરૂપે ગણી એમની આજ્ઞાનુરૂપ વર્ત્તન શરૂ કર્યું અને રાજા રામસિંહજીએ એમની આજ્ઞાને અનુસરીને સત્કાર્યો કરવા માંડયાં, એક

વખત દેશદેશાન્તરના પંડિતોનો સમાજ પોતાના શહેરમાં ભરીને તેમનો ઉત્તમ પ્રકારે આદરસત્કાર કર્યો. નિશ્ચલદાસજી જેવા સમર્થ મહાત્માના સત્સંગના રંગથી રાજારામસિંહજીએ પણ સ્વભાવથીજ સાથે નહીં રહેનારી શ્રી અને સરસ્વતીના એકાધિકરણનું પદ સંપાદન કર્યું.

પ્રતિદિન પઠનપાઠનના પ્રભાવથી નિશ્ચલદાસજીની વિદ્યા પૂર્ણ પરિપાક પણાને પામી હતી, અને શક્તિ તો તેમનામાં સ્વાભાવિક હતીજ; તેમાં રાજારામસિંહજીની અને કેટલાએક શિષ્યોની પ્રાર્થનાથી એમણે ગ્રન્થ રચવાનું લોકોપકારક કાર્ય આરંભ્યું.

એમના રચેલા વિચારસાગર; અને વૃત્તિપ્રભાકર એ બે ગ્રન્થો પ્રસિદ્ધ છે. તે ઉપરાંત કઠવલ્લી ઉપનિષદ્ ઉપર એમણે સંસ્કૃતમાં ટીકા લખી છે. વૈદ્યક શાસ્ત્રનો પણ એક ગ્રન્થ રચ્યો છે; અને નિશ્ચલદાસજીના સમકાલીન કેવલાશ્રમ નામના સાધુ એમ કહેતા હતા કે ઇશાવાસ્ય ઉપનિષદ્ ઉપર પણ એમણે સંસ્કૃતમાં ટીકા કરી છે. એમ કહેવાય છે કે—એમણે સત્તાવિશ લાખ શ્લોકોનો સંગ્રહ કર્યો હતો. આ સર્વ એમની ગ્રન્થસમૃદ્ધિ, કીહડોલી ગામમાં નિશ્ચલદાસજીનો જ્યાં ગુરૂદ્વારો છે ત્યાં છે એવું લોકો માને છે.

વિચારસાગર એ વેદાન્તનો પ્રમેયગ્રન્થ ગણાય છે. એ ગ્રન્થ વિક્રમ સંવત્ ૧૯૦૫ના ચાતુર્માસમાં રચાયો એમ કહે છે. આ ગ્રન્થ વિચારનો સાગર હોવાથી તેનાં સાત પ્રકરણોનું 'તરંગ' એવું અન્વર્થ નામ રાખ્યું છે. પ્રત્યેક તરંગમાં શું શું છે તે આ ગ્રન્થનું ગુજરાતી ભાષાન્તર કરનારા વિદ્વદ્વર શ્રીયુત છોટાલાલ ભાઇએ ગ્રન્થ વિવેચનમાં વિસ્તારપૂર્વક દર્શાવ્યું છે તેથી તેની પુનરૂક્તિ અહીં કરી નથી.

આ ગ્રન્થનાં બંગાળી, હિન્દી, મરાઠી, અને ઇંગ્રેજી ભાષામાં ભાષાન્તરો થયાં છે એ ઉપરથી એની લોકપ્રિયતા અને લોકોપયોગિતા સિદ્ધ થાય છે.

વૃત્તિપ્રભાકર એ વેદાન્તનો પ્રમાણ ગ્રન્થ છે. એમાં, વૃત્તિનાં કારણ, વૃત્તિનું ભેદયુક્ત સ્વરૂપ. અને વૃત્તિનું વ્યવહારની તથા મોક્ષની સિદ્ધિરૂપ ફળ, એ ત્રણ પ્રકારના પદાર્થોનું નિરૂપણ કરવામાં આવ્યું છે. એ ગ્રન્થનું પ્રથમ નામ વૃત્તિદીપિકા હતું. નિશ્ચલદાસજી જ્યારે બૂંદીમાં બિરાજતા હતા તે વખતે રામસિંહજીની વૃત્તિને અનુસરીને તેમણે એ ગ્રન્થ રચેલો; અને ત્યાં જ તે છપાયો પણ હતો. તેમાં પ્રથમ સાત પ્રકાશ હતા, તે પછી એક આઠમો પ્રકાશ ઉમેરીને વૃત્તિદીપિકાને વૃત્તિ પ્રભાકર એ નામે પ્રસિદ્ધ કરી, એ ગ્રન્થ સં. ૧૯૧૬માં બૂંદીકોટામાં જ પૂરો કર્યો હતો.

યદ્યાપિ અમુક જાતિમાં જન્મ થાય તો જ અમુક પુરૂષાર્થ કરી શકાય એવો કાંઇ નિયમ નથી. "**दैवायत्तं कुले जन्म मदायत्तं तु पौरुषम्**"

અમુક કુલમાં જન્મ થવો એ દૈવાધીન છે અને પુરૂષાર્થ વ્યક્તિને આધીન છે. એવું વેદવ્યાસનું પણ વચન છે, એટલે મહાપુરૂષોની જાતિનો વિચાર કરવો અસ્થાને છે, એમ છતાં તે વાત તેમણે જણાવી હોય અથવા કોઈ પ્રમાણાન્તરથી સિદ્ધ થઈ શકતી હોય તો તે તેમના ઉજ્જ્વલ ચરિત્રને વળી વિશેષ પ્રકાશિત કરે છે. યુક્તિપ્રકાશની ભૂમિકા ઉપરથી મહાત્મા શ્રી નિશ્ચલદાસજી જાટજાતિના હતા એમ જણાય છે. ત્યારે બીજી તરફથી એ બ્રાહ્મણ હતા એમ પણ સમજાય છે. એમના રચેલા વૃત્તિપ્રભાકર ગ્રન્થના અનુપલબ્ધિપ્રકરણમાં નઞર્થનિરૂપણનો પ્રસંગ લખતાં લખ્યું છે કેઃ—( " **अब्राह्मणो नाचार्य्यः** ) જે બ્રાહ્મણથી ભિન્ન એટલે અબ્રાહ્મણ છે તે આચાર્ય થવાને યોગ્ય નથી. " આ ઉપરથી એ પોતે બ્રાહ્મણ હોવા જોઈએ એવું કેટલાક વિદ્વાનો અનુમાન કરે છે. તેમજ અદ્વૈતસિદ્ધિનો હિન્દી ભાષામાં અનુવાદ કરનારા ન્યાયવેદાન્તના પરમધુરન્ધર વિદ્વાન્ પૂજ્ય બ્રહ્મચારી શ્રી રામેશ્વરદત્તશર્મા ઉક્તગ્રન્થની પ્રસ્તાવનામાં જણાવે છે કેઃ—કોઈ વખતે પૂજ્ય બ્રહ્મચારીશ્રી **પંજાબમાં** આવેલી **રાવી** નામની નદીના તટ ઉપર પર્યટન કરતા હતા, તેવામાં રાવીથી કંઈક દૂર દક્ષિણ તરફ **તુલંબા**નામના ગામમાં એક વૃદ્ધ સાધુનો એમને મેળાપ થયો, તે દાદૂ સંપ્રદાયનો હતો અને તેનું નામ શીતળદાસ હતું. એ શીતળદાસ સાધુએ પ્રસંગોપાત્ત પૂજ્ય બ્રહ્મચારી શ્રીને કહ્યું કે—" નિશ્ચલદાસજી જાતે સરસ્વત બ્રાહ્મણ હતા. હું એમની સેવામાં ઘણા વખત સુધી રહ્યો હતો. અને એમણે ( નિશ્ચલદાસે ) ઘણા વખત સુધી માથે જટા રાખેલી હોવાથી તેની ગરમીથી એમનું શરીર બહુ સારૂં રહેતું નહિ. " આ પ્રમાણે નિશ્ચલદાસજીના સહવાસમાં રહેલા સાધુ શીતલદાસજીએ સ્વયં પૂજ્ય બ્રહ્મચારી શ્રીને કહેલું. ત્યાર પછી મગરબીમમાં કોઈ રામદાસ નામના ઉદાસીન સંપ્રદાયના સાધુનો એમને ( પૂ૦ બ્રહ્મચારીજીને ) મેળાપ થયો. તે સાધુએ જ્ઞાનીમૂળચંદજીના સહવાસમાં ઘણો સમય ગાળેલો હતો. આ જ્ઞાની મૂળચંદજી પોતાના સમયમાં એક પ્રતિષ્ઠિત મહાત્મા જેવા મનાતા હતા તે ઉપરાંત તે વિદ્વાન પણ સારા હતા. એમણે '**વેદાન્તપદાર્થ મંજૂષા.**' નામનો વેદાન્તવિષયક એક બહુ ઉત્તમ ગ્રન્થ પણ રચ્યો છે. પોતે સિન્ધુદેશમાં ઘણે ભાગે રહેતા. તે જ્ઞાની મૂળચન્દજી મહાત્મા નિશ્ચલદાસજી ને બહુ માનની દૃષ્ટિએ જોતા હતા. આ બેય મહાત્માઓ સમકાલીન ગણાય છે. એવું રામદાસસાધુએ પૂજ્ય બ્રહ્મચારીશ્રીને કહેલું. આ ઉપરથી મહાત્માશ્રી નિશ્ચલદાસજીની જાતિ વિષે વિદ્વાનો જે યોગ્ય લાગે તે અનુમાન કરે, અમે તો માત્ર સંગ્રહ કરીને અટકીએ છીએ.

નિશ્ચલદાસજીનામાં નિઃસંદિગ્ધજ્ઞાન, અને પદમ ઉત્કૃષ્ટકર્તૃત્વશક્તિ, એ બે હતાં નિર્વિવાદ છે. અને તેથીજ તેઓ જ્યારે યોગવાસિષ્ટાદિ વેદાન્ત ગ્રન્થો વાંચતા

હતા ત્યારે શ્રોતાઓ ચકિત બની જતા હતા. જે ભાગ્યશાળીઓને એમની જ પાસે વિચારસાગરનો અભ્યાસ કરવાનો અલભ્યલાભ મળ્યો હશે, તે પણ એમની કૃપાથી સિદ્ધ જેવાજ બની ગયા હશે એમાં કંઇ આશ્ચર્ય નથી.

જે પુણ્યશાળી પુરૂષોને એમનાં પ્રત્યક્ષ દર્શન કરવાનો પ્રસંગ મળેલો, તેઓ કહેતા કેઃ—મહાત્મા નિશ્ચલદાસજી શરીરે કૃશ હતા, પંચકેશ રાખતા, એમની મુખાકૃતિ લંબગોળ હતી, આન્તરશત્રુઓનો નિગ્રહ કર્યાના આયાસથી રહેતો હોય એમ એમના શરીરમાં સર્વદા જ્વર રહ્યા કરતો. કટી ઉપર માત્ર એકજ વસ્ત્ર વીંટાળી રાખતા. ગરીબ કે ગૃહસ્થ, રાજા કે રૈયત, પંડિત કે પામર, સઉની ઉપર એ સમદ્રષ્ટિવાળા દેખાતા. શિષ્યસમૂહની સંખ્યા સારી હોવા છતાં પોતાનું કાર્ય પોતેજ કરી લેતા. અને હમેશાં પોતાના સંગૃહીત સાહિત્યનું ચિન્તન કર્યા કરતા હતા.

આવા પરમવિરક્ત, અને વિચારસાગર તથા વૃત્તિપ્રભાકર જેવા આકર ગ્રન્થોના રચનારા પ્રાતઃસ્મરણીય પૂજ્ય મહાત્માશ્રી નિશ્ચલદાસજીએ પ્રતીકાર રહિત પ્રારબ્ધકર્મ ભોગવીને દિલ્હીમાં પોતાના ગુરૂસ્થાનમાંજ વિક્રમ સંવત્ ૧૯૧૯-૨૦ ના શ્રાવણ વદિ ०)) ને દિવસે સિતેરવર્ષની વયે મધ્યાહ્ન પછી પોતાના સ્થૂલશરીરનો ત્યાગ કરી પરમપદ પ્રાપ્ત કર્યું.

વિચારસાગરને પ્રત્યયાન્તર કરી પ્રસિદ્ધ કરનારા શ્રીયુત મનઃસુખરામ ભાઈએ લખેલા તથા અન્યગ્રન્થોમાંથી મળી આવેલા જીવનચરિત્રને આધારે આ જીવનચરિત્ર લખ્યું છે, તેથી તે વિદ્વાનોનો અંતઃકરણપૂર્વક ઉપકાર માનીને વિરમીએ છીએ. તા. ૨-૧૦-૩૦

ખંભાત.
ઠે. અલિંગ. વિજયાદશમી.
સં. ૧૯૮૬

કવિ દયાશંકર રવિશંકર

# વિચારસાગરના અનુવાદક શ્રીયુત છોટાલાલ નરભેરામ ભટ્ટના જીવનનું સંક્ષિપ્ત દિગ્દર્શન.

કોઇપણ ગ્રંથમાં તેના કર્ત્તાનું જીવનચરિત્ર આપવાથી સહૃદય વાચકને જેટલો સંતોષ થાય છે, તેટલોજ સંતોષ તે ગ્રન્થના અનુવાદકનું જો જીવન-ચરિત્ર આપ્યું હોય તો પણ થાય એ નિર્વિવાદ છે. કારણ કે તે ઉપરથી અનુવાદકની શક્તિનું જ્ઞાન થતાં મર્મજ્ઞ વાચકોને ગ્રંથ પ્રત્યે આદર ઉત્પન્ન થાય છે, એટલુંજ નહિ પણ ગ્રંથ કર્તાના હૃદય સાથે પોતાના હૃદયની એકતા કરીને તેના મનોભાવ પોતાની ભાષામાં સરળ અને સચોટ દર્શાવી શકે એવી અનુવાદકની શક્તિનાં દર્શન થતાં તેમને અત્યંત આનંદ પણ થાય છે; અને ગ્રંથગત ગહન રહસ્યને તે આનંદ સાથે ગ્રહણ પણ કરી શકે છે. આ હેતુથી વિચારસાગરના નિર્માતાનું જીવનચરિત્ર આપ્યા પછી તેના અનુવાદકનું જીવનચરિત્ર આપવું એ અસ્થાને નહિ ગણાય.

ગુજરાતના પ્રસિદ્ધવિદ્વાનોમાં મર્મજ્ઞવિદ્વાન્ તરીકે પ્રતિષ્ઠા પામેલા શ્રીયુત છોટાલાલભાઇનો જન્મ સંવત્ ૧૯૦૬ના ભાદરવા સુદિ પડવાને દિવસે મહેમદા-વાદમાં પોતાના મોસાળમાં થયો હતો. એમનું મૂળવતન અળીંદરા બહુ મોટું ગામ નહીં હોવાથી મહેમદાવાદમાં એમણે પ્રાથમિક શિક્ષણ મેળવ્યું હતું. તે પછી અમદાવાદમાં અભ્યાસ કરી ઉચ્ચવર્ગમાં ઉત્તીર્ણ થવાથી નહાની ઉમ-રમાં જ શિક્ષકની જગા મળી ગઇ તેથી કેળવણી ખાતામાં દાખલ થયા હતા. મહાત્મા શ્રી તુલસીદાસજી કહે છે કે—" **सिमिट सिमिट जल भरही तलावा तिमि सद्गुण सज्जन पहीं आवा.** " જેમ ટીપે ટીપે સરોવર ભરાય છે તેમ સજ્જન પાસે સદ્ગુણ પણ ક્રમે ક્રમે આવતા જાય છે, એ રીતે નોકરીને અર્થે જ્યાં જ્યાં એમને જવાનું થતું ત્યાંથી ત્યાંથી કંઇને કંઇ ગુણ ગ્રહણ કરવા ઉપર લક્ષ આપવાના સ્વભાવને લીધે એમણે ઇંગ્રેજી, સંસ્કૃત, અને ફારસી એ ત્રણ ભાષાઓનો સારો અભ્યાસ કર્યો. તેમાં સંસ્કૃ-તભાષાનું તો તલસ્પર્શી જ્ઞાન સંપાદન કરીને જનતા ઉપર એમણે અત્યન્ત ઉપકાર કર્યો છે એમ કહેવામાં લેશ પણ અતિશયોક્તિ નથી. એમના પ્રતિભા સમ્પન્ન અંતઃકરણમાં અન્યને ઉપકારક થઈ પડે એવા અનેક વિષયોનું સ્ફુરણ થયા કરતું, તેમજ વિષયને અનુકૂળ હોવા છતાં સરળ અને રસપૂર્ણ ભાષાની શૈલી પણ એમને સહજ સિદ્ધ હતી. તે ઉપરાંત જન્મ સિદ્ધ કવિત્વશક્તિ પ્રાપ્ત થએલી એટલે બાલ્યાવસ્થામાંથી જ એમણે વિવિધ વિષયો ઉપર ગદ્ય અને પદ્યમાં લેખો લખીને તે વખતમાં પ્રસિદ્ધિ પામેલાં બુદ્ધિપ્રકાશ વગેરે માસિકોમાં તે પ્રસિદ્ધ કરેલા જેને લીધે થોડાજ વખતમાં



रा. रा. श्रीयुत छोटालाल नरभेराम भट्ट.
विचारसागरना अनुवादक-वडोदरा.

Lakshmi Art Bombay. 8.

જાણીતા વિદ્વાનોની દૃષ્ટિ એમના તરફ આકર્ષાવા લાગી. સ્કૂલને લગતા વ્યવસાયમાંથી વખત મેળવીને વિદ્યાના વ્યાસંગ ઉપર અખંડ વૃત્તિ રાખેલી હોવાથી એમણે સ્વલ્પ સમયમાં વ્યાકરણ, સાહિત્ય, આયુર્વેદ, વેદાન્ત અને ન્યાય એ શાસ્ત્રોમાં ઉત્તમ પ્રવીણતા સંપાદન કરી લીધી, અર્વાચીન અને પ્રાચીન શિક્ષણના એકાધિકરણ જેવા આ વિદ્વાન્‌ના જ્ઞાનથી પ્રસન્ન થઈને એમને ઇંગ્રેજી રાજ્યમાંથી વડોદરે ગાયકવાડી રાજ્યના કેળવણી ખાતામાં દાખલ કર્યા. અહીં વડોદરામાં શિક્ષિતવર્ગનો સહવાસ, વારંવાર બદલી થવાનો બહુધા અસંભવ, અને વિદ્યાવૃદ્ધિનાં સાધનોનો સદ્‌ભાવ હોવાથી સંગૃહીત જ્ઞાન સમૃદ્ધિની અભિવૃદ્ધિનો અને ઉપયોગિતાનો આરંભ અહીંથી થવા લાગ્યો

નીતિવિદ્યાપ્રકાશ, અભ્યુદય, અને કેળવણી આ ત્રણ માસિકોના અધિપતિ તરીકેનું એમણે અનુક્રમે ત્રણ, બે, અને અઠ્ઠાવીસ વર્ષ સુધી સ્થાન શોભાવીને તે દ્વારા તથા બીજાં માસિકોદ્વારા લગભગ બે હજાર જેટલા લેખો લખ્યા હશે. અને આશરે એક હઝાર ગ્રન્થોનાં અવલોકન લખ્યાં હશે. એમની રસથી છલકાતી અને લાલિત્યથી ભરેલી ભાષા, અને વિવેચકપદ્ધતિ જોઈને વડોદરા રાજ્ય તરફથી પ્રાચીન કાવ્યમાલા ઉપર ટીકા લખવાના કામ ઉપર એમની યોજના કરવામાંઆવી. ત્યાં એમણે પ્રાચીન કાવ્યમાળાના છત્રીસ ગ્રન્થો ઉપર ટીકા લખીને ઉત્તમટીકાકાર તરીકેની અપ્રતીમ કીર્તિ સંપાદન કરી. ગુજરાતી ભાષામાં આટલા સાહિત્યની અભિવૃદ્ધિ કર્યા છતાં એમણે જે જે સ્વતંત્ર ગ્રન્થો રચ્યા અને જે જે ગ્રન્થોનાં ભાષાન્તરો કર્યાં તે નીચે પ્રમાણે છેઃ—

## સ્વતંત્ર રચેલા ગ્રન્થો.

**કાવ્યસાહિત્ય**—૧ રસશાસ્ત્ર. ૨ વૃત્તનિરૂપણ. ૩ શાન્તિસુધા. ૪ કામકટાક્ષ. (વાર્તા) ૫ બ્રહ્મરાક્ષસ. ૬ ચિત્રપુરના ચમત્કાર. ૭ બાળકૃષ્ણ-નહાની વાર્તા.

**નીતિવિષયકનિબન્ધ**—૮ વહેમખંડન. ૯ વિદ્યાર્થિઓની સાંસારિક તથા નીતિવિષયક સ્થિતિ.

**રમત**—૧૦ સેતરંજની ગમ્મત-પદ્યમય. **વૈદ્યક**—૧૧ વાજીકરણ કલ્પદ્રુમ. **ધર્મ**—૧૨ સ્નાનવિધિ. ૧૩ બ્રાહ્મનિત્ય કર્મ. **ભાષા**—૧૪ સંસ્કૃત પ્રથમ પુસ્તક. **નાટક** ૧૫ મલયસુન્દરી "નાટિકા. **વેદાન્ત**—૧૬ **ब्रह्मसूत्राणां संक्षिप्ता वृत्तिः (संस्कृत)** ૧૭ **श्रीमद्भगवद्गीतोपदेशो गद्यात्मकः (संस्कृत)** (નં. ૧૪થી૧૭ સુધીના અમુદ્રિત છે.)

## ભાષાન્તર કરેલા ગ્રન્થો.

**पुराण अने इतिहास**—૧ માર્કંડેયપુરાણ. ૨ ડંકમહાત્મ્ય. ૩ મહાભારત શાન્તિપર્વ. ૪ વાલ્મીકીયરામાયણમાંથી–કિષ્કિંધાકાંડ ૫ યુદ્ધકાંડ. ૬ ઉત્તરકાંડ.

**राष्ट्रकथा माला**—૭ હરિન. **वैद्यक**–૮ અષ્ટાંગહૃદય–વાગ્ભટ. ૯ વૈદ્યજીવન ૧૦ હિતોપદેશ. ૧૧ વૈદ્યવલ્લભ. ૧૨ ચિકિત્સાંજન. ૧૩ હારીતસંહિતા.

**धर्मशास्त्र**—૧૪ વ્યવહાર મયૂખ. **धर्म**—૧૫ શિવકવચ. **वेदान्त**—૧૬ શિવગીતા. ૧૭ સિદ્ધાન્તદર્શન. ૧૮ શ્રીમદ્ભગવદ્ગીતોપદેશનું ગુજરાતી ભાષાન્તર. ૧૯ વૈયાસિકી ન્યાયમાળા. ૨૦ આત્મપુરાણ સારાનુક્રમ. ૨૧ સ્વાનુભવાદર્શ. ૨૨ વિચારસાગર. ૨૩ પંચદશીનું ભાષાન્તર **योग**—૨૪ યોગરત્ન.

**ज्योतिष**—૨૫ ચમત્કાર ચિંતામણિ. ૨૬ બૃહત્સંહિતા–દશાધ્યાય. **काव्य**–૨૭ શંકર–દિગ્વિજય–સાતસર્ગ. **नाटक**—૨૮ પ્રિયદર્શિકા. ૨૯ ચંડકૌશિક.

**नीति**—૩૦ દ્રષ્ટાન્તશતક–જૈનગ્રન્થ. **न्याय**—૩૧ તર્કસંગ્રહ.**कोश**—૩૨ પારિભાષિક શબ્દકોશ.**व्याकरण**—૩૩ સારસ્વતનું ભાષાન્તર. **प्रकीर्ण**—૩૪ શાળોપયોગી ભગવદ્ગીતા. ૩૫ પંચતંત્ર–મિત્રભેદ. ૩૬ જ્ઞાનદીપનું ભાષાન્તર.

આ યાદી ઉપરથી સમજાશે કે એમણે પ્રાચીનકાવ્યમાળાના છત્રીશ ગ્રન્થો ઉપર ટીકા લખી છે, સત્તર ગ્રન્થો સ્વતંત્ર રચ્યા છે, અને છત્રીસ ગ્રન્થોનાં ભાષાન્તર કર્યાં છે, એટલે એકંદર નેવ્યાશી ગ્રન્થો લખ્યા છે. આમ છતાં આ યાદી સંપૂર્ણ નથી. કારણકે અત્યારે લગભગ એકાશી વર્ષનું વય થયા છતાં અવિશ્રાંત યત્ન પૂર્વક એમનો લખવા વાંચવાનો વ્યવસાય ચાલ્યાજ કરે છે. જ્યારે જુઓ ત્યારે કાં તો કંઇક વિચારતા હોય કે કંઇક લખતા જ હોય. એટલે આ પરમ વિદ્યાવ્યાસંગનિરત વયોવૃદ્ધ વિદ્વદ્વરની ક્યારે કયી ગ્રન્થરૂપ પ્રસાદી આપણને પ્રાપ્ત થશે તે કહી શકાય નહિ, તેમજ ઉપરની યાદી જો કે એમની સમક્ષમાં જ તૈયાર કરવામાં આવી છે તો પણ વખતે કોઇ કોઇ ગ્રન્થો રહી ગયા હોય તો તે અસંભવિત નથી. આવા ઉદીચ્ય ટોળકજ્ઞાતિના સૂર્યરૂપ. અને કશ્યપગોત્રના વિભૂષણ કવિકુલશિરોમણિ શ્રીયુત છોટાલાલભાઇએ, મહાત્માશ્રી નિશ્ચલદાસજીના વિચારસાગરનો અનુવાદ કરીને ગ્રન્થકર્ત્તાની અને પોતાની અનુવાદક તરીકેની કૃતિનો સુયોગ્ય સમાગમ કરી બતાવ્યો છે.

આ ટૂંકા લેખને અનુવાદકના જીવનચરિત્રનું દિગ્દર્શન કહો કે એમના રચેલા ગ્રંથોનું સૂચીપત્ર કહો જે કહેશો તે ચાલશે. કારણ કે-જીવનપર્યંત વિદ્યાવ્યસનમાં જ આસક્ત રહેનારા વિદ્વાન્ પુરૂષના જીવનમાં બીજો જાણવા જેવો અને મુખ્ય કયો વિષય હોય ! એમ છતાં એમની કૃતિની સાથે આકૃતિનું પણ દર્શન કરાવવા સારૂં આ ગ્રંથમાં એમની પ્રતિકૃતિ મૂકવામાં આવી છે, અને એમની પ્રકૃતિનો પરિચય કરવાની જેમને ઇચ્છા હોય તેમને વડોદરા-મહમદવાડીરંગમહાલમાં આ વિદ્વદ્દરનાં દર્શન કરાવવા જવાની વિનંતિ કરી આ પ્રસંગ પૂરો કરીશું. તા. ૨-૧૦-૩૦

| | |
|---|---|
| ખંભાત.<br>ઠે. આશ્વિન-વિજયાદશમી<br>સં. ૧૯૮૬ | કવિ દયાશંકર રવિશંકર. |

# પ્રસ્તાવના.

બ્રહ્મનિષ્ઠ પંડિત નિશ્ચલદાસજીએ હિંદુસ્તાની ભાષામાં રચેલા વિચાર-સાગરની ઉત્તમતા અને ઉપયોગિતા વિષે કાંઇ પ્રશંસા કરવાની હવે જરૂર રહી નથી; મરાઠી અને સંસ્કૃતમાં પણ એના અનુવાદો વિદ્વાનોએ કરેલા જાણવામાં આવ્યા છે. આ પુસ્તકનું પ્રથમ ગુજરાતી ભાષાન્તર પંડિતવર્ય મનઃસુખરામભાઇએ કર્યું છે, તે પછી પણ કેટલાક વિદ્વાનોએ તેનાં ગુજરાતી ભાષાન્તરો કરેલાં સાંભળવામાં આવ્યાં છે. આ ગ્રંથ શાસ્ત્રીય પ્રક્રિયાઓથી ભરપૂર હોવાથી એ ભાષાન્તરો વાંચીને પણ ગુરૂની સહાયતા વિના તે સમજાવો કઠિન છે. માટે જેમ બને તેમ એમાંના વિષયો વેદાન્ત પરિભાષાથી અતજ્જ્ઞ અને વેદાન્તના સંસ્કાર વિનાના પણ કેળવાયલા અધિકારીઓ સહેલથી સમજી શકે એવી તેની રચના કરવાની મને ઇચ્છા થઇ આવવાથી અનુકૂલતા પ્રાપ્ત થતાં તેનું સરલ ગુજરાતી ભાષાન્તર કરવાનો પ્રયાસ મેં આદર્યો હતો. અને તે પ્રયાસ કેટલે અંશે સફળ થયો છે, તેનો નિર્ણય કરવાનું હું વાંચનારને સોંપું છું.

એમાં મુખ્ય સહાય પંડિતશ્રી પીતામ્બરદાસજીએ ટીકા સહિત બહાર પાડેલી આવૃત્તિની લીધી છે. તેમણે વિષયોના સ્પષ્ટીકરણ માટે જૂદા જૂદા વિભાગો પાડી અંકો વડે તે તે પરિચ્છેદ બતાવ્યા છે. તે વિભાગો અને અંકો કાયમ ન રાખતાં કાંઇક વિશેષ સાદી રીતે મેં અંકો અને પરિચ્છેદ રાખ્યા છે. વળી તેનણે ટીકામાં આપેલા ખુલાસામાંથી જ્યાં જરૂર લાગી તેટલા જ ખુલાસા મૂળના ભાષાન્તરની સાથે જ આમાં આપવામાં આવ્યા છે કે જેથી વાંચનારનો વિચારતંતુ તૂટે નહિ.

આ ભાષાન્તર અક્ષરશઃ કરવાને બદલે વિષય સમજવાને અનુકૂળ પડે એવી રીતે લખ્યું છે. માત્ર ગ્રંથમાંનો કોઇ વિષય રહી ન જાય તેની ખાસ સંભાળ લેવામાં આવી છે. એટલું જ નહિ, પણ એમાંના વેદાન્તને લગતા કેટલાક શબ્દોનું સ્પષ્ટીકરણ વગેરે ટીકામાંથી અથવા બીજા ગ્રંથોમાંથી લેવામાં આવ્યું છે તે પણ તે તે સ્થળે છાપવામાં આવ્યું છે. વેદાન્તના બીજા ગ્રંથો વાંચનારને તેના પારિભાષિક શબ્દો સમજવાને અનુકૂળ પડે માટે મેં વેદાન્ત અને ન્યાયનાં વાંચેલાં પુસ્તકોમાંથી સંગ્રહ કરેલો એક કોશ પણ આ પુસ્તકને અંતે આપવાનો વિચાર હતો પણ ગ્રંથનું કદ વધી જવાના ભયથી તેને અનુકૂળતાએ સ્વતંત્ર પુસ્તક તરીકે પ્રસિદ્ધ કરવાનો વિચાર રાખ્યો છે.

આ પુસ્તકમાં કેટલાક હિતૈષીઓની સૂચનાને અનુસરી મૂળગ્રંથના દોહા વગેરે હિંદી ભાષામાં આપ્યા છે. તથા તેના અર્થ ગુજરાતી

ભાષામાંઆપ્યા છે. આ અર્થ પ્રાયઃ શ્રી પ. પ. સ્વામી શ્રીમુકુન્દા-શ્રમજીએ રચીને પ્રસિદ્ધ કરાવેલા પુસ્તકને આધારે આપેલા છે. શ્રી પ. પ. સ્વામીશ્રી મુકુન્દાશ્રમજી એક સારા વિદ્વાન અને વેદાન્તશાસ્ત્રોના અભ્યાસી છે. આ ભાષાન્તર તેમણે કૃપા કરી અક્ષરશઃ તપાસી જોયું છે તે બદલ તેમનો પરમ ઉપકાર માનું છું. ખંભાતના સાહિત્ય વાચસ્પતિ કવિશ્રી દયાશંકર રવિશંકરભાઈએ પણ આ ગ્રંથ વાંચી પરમ સંતોષ બતાવ્યો છે તથા આ ગ્રંથ છપાવતી વખતે તેનાં પ્રૂફ સુધારવા વગેરે શ્રમ તેમણે સ્વીકારી લીધો છે, એ તેમનો મહદુપકાર છે.

ખંભાતના વકીલ બ્રહ્મનિષ્ઠ રા. રા. માણેકલાલભાઈને આ પુસ્તકની રચના પસંદ પડવાથી કાંઈ પણ ફળની ઇચ્છા ન રાખતાં આ પુસ્તક તેમણે પોતાને ખર્ચે છપાવી પ્રકટ કર્યું છે, એ તેમનો જનતા ઉપર મહાન્ ઉપકાર છે.

વેદાન્તજિજ્ઞાસુ સામાન્ય જનતાને આ પુસ્તક ઉપયોગી થાય એજ આ પુસ્તક લખવાના શ્રમની કૃતાર્થતા તથા સફળતા છે, સંવત્ ૧૯૮૬ કાર્તિક સુ. ૫

વડોદરા
ઠે. વાડી રંગમહાલ

છોટાલાલ નરભેરામ ભટ્ટ.

# ગ્રંથવિવેચન.

શ્રી શંકરાચાર્ય ભગવાન પોતાના "અપરોક્ષાનુભૂતિ" નામે ગ્રંથમાં લખે છે કે—

"नोत्पद्यते विना ज्ञानं विचारेणान्यसाधनैः।"

"એટલે વિચાર વિના બીજાં કર્મઉપાસનાદિ સાધનો વડે જ્ઞાન ઉત્પન્ન થતું નથી." કેમકે જ્ઞાન એજ અજ્ઞાનનું નાશક છે અજ્ઞાનથી આ સંસાર ભાસે છે અને જ્ઞાનથી આત્મસ્વરૂપ ભાસે છે, માટે મોક્ષનું સાધન જ્ઞાન છે.

"હું કોણ છું? આ જગત શી રીતે થયું? એનો કર્ત્તા કોણ છે? જગતનું ઉપાદન કારણ શું છે? આવી શંકાઓ વિચારવાળા માણસને સહજ સ્ફુરી આવે છે. એવી શંકાઓનું યથાર્થ સમાધાન થાય એવા વિચારો તેજ શ્રી શંકરાચાર્ય ભગવાન "વિચાર" શબ્દથી સૂચવે છે. ઉપર કહેલી શંકાઓનું સમાધાન થાય એવા વિચારોનો સમૂહ આ ગ્રંથમાં એકત્ર કર્યો છે એ વિચારો પૂર્વના પંડિતોએ એટલા બધા કર્યા છે કે તે બધાનો સમાવેશ આવડા ગ્રંથમાં થાય નહિ; તથાપિ જેમનો પ્રવેશ સંસ્કૃત શાસ્ત્રીય ગ્રંથોમાં નથી, તથા જેમને શાસ્ત્રોની પરિભાષાનું જ્ઞાન નથી, એવા અનેક મુમુક્ષુ પુરૂષો સમજી શકે એવા એટલા બધા વિચારો આ ગ્રંથમાં જણાવ્યા છે કે જેથી તેને "વિચારસાગર" નામ આપવામાં ગ્રંથકારે કાંઇ અયોગ્ય કર્યું નથી.

સાધુશ્રી નિશ્ચળદાસ મોટા વિદ્વાન હતા, તથા તે ધારત તો સંસ્કૃતમાંજ ઉત્તમ વેદાંતનો ગ્રંથ લખી શકત; પરંતુ અત્યાર સુધીમાં તેવા ગ્રન્થો અનેક થયા છે, પણ પ્રાકૃત ભાષાઓ જાણનારને માટે એવો એક ગ્રન્થ થયો નથી, એમ જાણીને તેમણે જિજ્ઞાસુઓ ઉપર દયા કરીને આ ગ્રન્થ લખ્યો છે. એ વાત તેઓ પોતે પણ આ ગ્રન્થના અંતમાં લખે છે—

सांख्य न्यायमें श्रम कियो, पढि व्याकरन अशेष;
पढे जु ग्रन्थ अद्वैतके, रह्यो न एक हु शेष, १११.

\+ + + + +

तिन यह भाषा ग्रन्थ किय, रंच न उपजी लाज;
तामें यह इक हेतु है, दया धर्म सिरताज. ११२

આ આખો ગ્રન્થ સાત વિભાગ પાડીને લખ્યો છે. એ વિભાગના દરેકને તરંગ નામ આપ્યું છે, કેમકે ગ્રન્થને સાગરનું રૂપ આપ્યું ત્યારે તેના વિભાગ તો તરંગજ હોઇ શકે. મૂળગ્રંથ દોહા, ચોપાઇ અને છંદોમાં લખ્યો છે, તથા તેની સંખ્યા બધી મળીને લગભગ સાડી પાંચસો જેટલી છે. આ દોહા વગેરે થોડામાં ઘણો અર્થ બતાવનારાં સૂત્રો જેવા હોવાથી તેના ઉપર પોતેજ

ભાષ્ય લખ્યું છે. અને એ ભાષ્યદ્વારા વેદાન્તની બહુધા બધીજ પ્રક્રિયાઓનું સહેલાઇથી નિરૂપણ કર્યું છે.

વેદાંતના પ્રક્રિયા ગ્રંથો લખવાની શૈલી બહુધા સર્વત્ર એવી જોવામાં આવે છે કે તેનું દરેક પ્રકરણ જાણે પૂરો ગ્રંથ હોય; એ રીતે આ ગ્રંથમાં પણ પ્રાયશઃ એવુંજ જોવામાં આવે છે. એટલે ઉત્તમાધિકારીને જ્ઞાનોપદેશ માત્રથી કૃતાર્થ માનીને ચોથો તરંગ સમાપ્ત કર્યો છે, મધ્યામાધિકારીને જ્ઞાન સાથે ઉપાસના પણ બતાવીને પાંચમો તરંગ પૂરો કર્યો છે; અને કનિષ્ઠ અધિકારીને સર્વ શાસ્ત્ર ભણવાની આવશ્યકતા માનીને છઠ્ઠો તરંગ પૂરો કર્યો છે.

ગ્રંથના પહેલા તરંગમાંજ બ્રહ્મવિદ્યાનો અધિકારી કોણ હોઇ શકે વગેરે ચાર અનુબંધ બતાવ્યા છે ત્યાં લખ્યું છે કે, મનુષ્યોમાં મળ ( રાગ દ્વેષાદિ પાપદોષ ), વિક્ષેપ ( નાના પ્રકારની કલ્પનાઓથી જગત અને તદંતર્ગત સુખદુઃખ ભયાદિની પ્રતીતિ ) અને આવરણ ( એટલે આત્મસ્વરૂપનો સાક્ષાત્કાર થવામાં વિઘ્ન રૂપ અજ્ઞાન ), એ ત્રણ દોષ હોય છે. એ ત્રણ પૈકી મળદોષ પૂર્વજન્મે કરેલાં કર્મોના સંસ્કાર રૂપ હોય છે, માટે તેને મટાડવાને આ જન્મે તેથી બળવાન શુભ કર્મો કરવાં જોઇએ. અર્થાત્ પરમેશ્વર પ્રીત્યર્થ નિષ્કામ કર્મ કરવાથી એ પાપદોષ મટે છે. મનમાં રાગ, દ્વેષ અથવા કામ, ક્રોધ, વગેરે દોષો રહેલા હોય છે, તે દૂર કરવાનો ઉપાય મહાભારતમાં શ્રી વ્યાસજીએ પણ તેના વિરોધી ગુણોનું સેવન કરવું એજ કહ્યો છે. ઉષ્ણતાનું શમન શીતથી અને શીતનું શમન ઉષ્ણતાથીજ થાય છે. તેમ કામાદિ દોષથી ઉત્પન્ન થયેલા રાગાદિ વ્યાધિનું શમન નિષ્કામ કર્માદિથીજ થાય એ સંભવિત છે; અને મનુષ્યના નિર્બળ મનને ઇશ્વર ઉપરની શ્રદ્ધા વડે બળ મળે છે માટે એ નિષ્કામ કર્મ ઇશ્વર પ્રીત્યર્થે કરવાં એમ પણ કહ્યું છે.

આવીજ રીતે દીન અને દુઃખીના સુખને માટે શ્રમ કરવો, દ્રવ્ય ત્યાગ કરવો, વગેરે પરોપકારનાં કૃત્યો છે. એથી કરીને પરમેશ્વર પ્રસન્ન થાય છે; તથા પોતાના દેહાદિ ઉપરથી તથા પોતાનાં સ્વજન–મિત્ર–ધન–ધામ–ધરા–સુખ–વૈભવ–અભિમાન–લોભ, વગેરે ઉપરથી રાગ રૂપી મળ અંતઃકરણમાંથી નાશ પામે છે, શત્રુ ઉપરનો ક્રોધ દૂર કરવા વડે દ્વેષ નામનો મળ દોષ નાશ પામે છે, તથા અંતઃકરણ શુદ્ધ થાય છે. શ્રી ભગવાન પણ ગીતામાં વારંવાર એજ વાત કહે છે; જેમ—

“रागद्वेष वियुक्तैस्तु विषयानिन्द्रियैश्चरन्
आत्मवश्यै र्विधेयात्मा प्रसादमधिगच्छति ।

"જે માણસ શાસ્ત્રની આજ્ઞાને આધીન રહીને રાગ અને દ્વેષ દોષ વિનાની તથા પોતાના કબજામાં રહેલી ઇંદ્રિયો વડે પ્રાપ્ત થયેલા વિષયોને ભોગવે છે, તથાપિ તેનું અંતઃકરણ નિર્મળ થાય છે."

બધાંજ શાસ્ત્રો અને વેદાંતનાં પુસ્તકો એજ વાત કહે છે. રાગ દ્વેષ વગેરે મેલ મન ઉપર ચઢ્યો હોય તે મનમાં જ્ઞાનરૂપ પરમેશ્વરનો સાક્ષાત્કાર થતોજ નથી. "મારે કાંઇ ફળની ઇચ્છા નથી, પણ આ વિષ્ણુયાગ કરવા વડે પરમેશ્વર પ્રસન્ન થાઓ," એમ માનીને જે ઘણુ દ્રવ્ય ખરચીને યજ્ઞયાગાદિ કર્મ કરે છે, તે જો કે નિષ્કામ કર્મજ કહેવાય છે, તથાપિ તેમાં છૂપી રીતે લોકૈષણા રહેલી છે તથા કાંઇક છૂપામાં છૂપી પુણ્યવાસના પણ રહેલી છે. જો કે તેમાં પોતાના દ્રવ્યના વધારાનો ત્યાગ થાય છે તથાપિ અંતઃકરણમાંથી દ્રવ્યમાત્રની ઇચ્છાનો ત્યાગ થતો નથી. અને એટલા માટેજ સર્વસ્વનો ત્યાગ કરીને સંન્યાસ લેવાથીજ ખરી રીતે રાગદ્વેષ મળનો ત્યાગ થઇ શકે છે—અન્યથા થતો નથી; આ કારણથીજ શ્રી શંકરાચાર્ય ભગવાન વારંવાર "**निजगृहात् तूर्णं विनिर्गम्यताम्**" પોતાના ઘરમાંથી ઝટપટ નીકળી જાઓ,': એવો ઉપદેશ કરે છે, તથા સંન્યાસાશ્રમનેજ બ્રહ્મસંસ્થા માને છે,

જે લોકો શ્રીમદ્ભગવદ્ગીતા વગેરે શાસ્ત્રોમાંથી અને જનકાદિનાં ઉદાહરણોમાંથી સંસારમાં રહીને તેના ભોગ ભોગવતાં છતાં રાગદ્વેષ રહિત હોઇને સંસારી કર્મો કર્યાં કરીને આયુષ્ય વીતાવવાનું કહે છે, તેઓના કહેવામાં પણ અર્જુનની પેઠે મોતને હાથમાં લેઇને સ્વધર્મ આચરવો, એજ આશય હોવો જોઇએ. એવી રીતે શુદ્ધ થયેલું અંતઃકરણ વિક્ષેપ રહિત થાય અને પછી તે તત્વજ્ઞાન મેળવે તો તે અંતઃકરણમાં જ્ઞાનનો પ્રકાશ પડી સાક્ષાત્કાર થવાને વાર લાગતી નથી; માત્ર તે અંતઃકરણ ફરીથી મલિન ન થવું જોઇએ.

સાધુશ્રી નિશ્ચલદાસ મહાત્મા એ રીતે પહેલા તરંગના આરંભમાં મળ દોષ દૂર કરવાનો ઉપદેશ કરીને પછી અંતઃકરણનો વિક્ષેપ દોષ ઉપાસનાથી દૂર કરવાનું કહે છે. નિર્મળ પાણી પણ હાલતું હોય ત્યારે તેમાં સૂર્યાદિનું પ્રતિબિંબ જણાતું નથી, તેમ નાના પ્રકારની કલ્પનાઓથી ચંચળ થયેલા મનમાં આત્મસાક્ષાત્કાર થતો નથી. આ ચંચળતા મટાડવાનો ઉપાય યોગશાસ્ત્ર વગેરે ગ્રંથોમાં તથા શ્રીમદ્ભગવદ્ગીતામાં પણ કહ્યો છે કે—

"**अभ्यासेन तु कौंतेय, वैराग्येण च गृह्यते**" અભ્યાસ અને વૈરાગ્ય વડે મનને સ્થિર કરી શકાય છે. રાગથી ઉલટો વિરાગ છે, માટે

અંતઃકરણ નિર્મળ કરતી વખતેજ વૈરાગ્ય પ્રાપ્ત થયો હોય છે. પણ મનને સ્થિર કરવાનો અભ્યાસ નથી કરેલો હોતો તેથી નિર્મળ મનનો પણ વિક્ષેપ ચાલુ રહે છે. અર્થાત્ મનને સ્થિર કરવાનો અભ્યાસ કરવાની જરૂર છે. એનેજ ઉપાસના કહે છે.

ઉપાસના પણ ક્રિયા યોગ છે, તેથી તેના અસંખ્ય પ્રકારો અનુભવીઓએ શોધી કાઢેલા છે, તેમાંથી જે પોતાને અનુકૂળ આવે તેનો અભ્યાસ કરવાથી મન સ્થિર થાય છે. એકની એક ક્રિયા વારંવાર કરવી તેને અભ્યાસ કહે છે. અભ્યાસથી ટેવ પડે છે. મનને સ્થિર રહેવાની ટેવ પડી એટલે પરમેશ્વરનું ચિદાનંદ સ્વરૂપ તેમાં નિરંતર ભાસે છે અને સાધક કૃતકૃત્ય થાય છે.

પણ હજી આવરણનો નાશ થવો બાકી છે–તે થયા વિના કૃત્યકૃત્ય થવાનું નથી. આત્મસ્વરૂપનું અજ્ઞાન એજ આવરણ છે. જ્ઞાન મેળવવાને માટે વેદાંત ગ્રંથોનું શ્રવણ કરવું જોઈએ. ખરૂ પૂછો તો જેમ લોકો મહાભારત કે પુરાણની કથાઓનું શ્રવણ કરે છે, તે રીતે તો વેદાંત ગ્રન્થો પૈકી આત્મ-પુરાણ કે યોગવાસિષ્ઠ જેવા ગ્રન્થોનું શ્રવણ કરી શકાય; બાકી વેદાંતની શાસ્ત્રીય પ્રક્રિયાના ગ્રંથોનું શ્રવણ તે તો અધ્યયન રૂપેજ થવું જોઇએ. આ વિચારસાગર પણ પ્રક્રિયાનો ગ્રંથ છે માટે તે પણ અધ્યયન રૂપે થોડે થોડે વાંચવો ને સમજવો; વાંચ્યા પછી વળી કેટલીક વારે શું શું વાંચ્યું તેનું ચિંતન કરવું અને તે યુક્તિ તથા અનુભવ સાથે ઘટાવવું. એને મનન કહે છે. મનન કરેલો અર્થ ભૂલી ન જતાં દરેક ક્ષણે મનમાં ઉપસ્થિત રહે એનેજ નિદિધ્યાસન કહે છે. આવી રીતે શ્રવણ, મનન, અને નિદિધ્યાસનથી અસંભાવના તથા વિપરીત ભાવના દૂર થાય છે. પરમાત્મા દેખાતો નથી માટે તે નથી, એવા વિચારને અસંભાવના કહે છે; શ્રવણ અને મનનથી તે દૂર થાય છે; જ્યાં પરમાત્મા જણાવો જોઈએ ત્યાં જગત્ જણાય છે, એ વિપરીત ભાવના છે, અને તે નિદિધ્યાસનથી મટે છે. આ અસંભાવના અને વિપરીત ભાવના મટે ત્યારે સર્વત્ર એક અદ્વૈત બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે. એટલી વાત પહેલા તરંગમાંથી જાણવામાં આવે છે, અને તેથી મુમુક્ષુ કૃતકૃત્ય થાય છે.

એમ છતાં ઉપર કહેલી બાબતોમાં અનેક શંકાઓને આવકાશ રહે છે. તેનું નિરાકરણ કરવાને બીજો તરંગ રચવામાં આવ્યો છે. આ બીજા તરંગમાં મોક્ષનું સ્વરૂપ બતાવ્યું છે કે,–એક તો જગતનું કારણ જે અજ્ઞાન તથા તે અજ્ઞાનમાંથી ઉપજેલું જે જગત એ બન્નેની નિવૃત્તિ થાય અને બીજું

પરમ આનંદની પ્રાપ્તિ થાય તે મોક્ષ. પણ અજ્ઞાન શી વસ્તુ છે? જગતની નિવૃત્તિ શું ખરેખર થઇ શકે છે? થઈ શકતી હોય તો તે કેવા પ્રકારની નિવૃત્તિ? અને કેવી રીતે? આ વિચાર મોક્ષના પ્રથમ અંશ વિષે કરવો રહ્યો; અને ત્રણ પ્રકારના દુઃખથી ભરેલા સંસારમાં પરમ આનંદની પ્રાપ્તિ સંભવે છે કે કેમ? એ બીજો વિચાર કવાનો રહ્યો. આ વિચારોને લગતી બીજી અનેક બાબતો જાણવી પડે છે,

જે મોક્ષની ઇચ્છાવાળો હોય તેને મુમુક્ષુ કહેવો. બધા લોકો મુમુક્ષુ હોતા નથી. પણ તેમાંના કેટલાક પામર જીવો હોય છે—જેઓ સંસારની ભાંગફોડ સિવાય બીજું કાંઈ જાણતાજ નથી; કેટલાક તેથી લગાર ઉચા દરજ્જાના હોય છે તેઓ સંસારનાંજ સુખ અને વૈભવ ઇચ્છે છે, પણ તે ઇશ્વરદ્વારા ઇચ્છે છે—તેમને શાસ્ત્રકારો 'વિષયી' ગણે છે; એનાથી ઊંચા દરજ્જાના કેટલાક એવા હોય છે કે તેઓએ સંસારનાં સુખો દુઃખથી મિશ્રિત છે અને વળી ક્ષણભંગુર છે, એમ અનુભવથી નકકી કર્યું હોય છે. તેથી તેઓ દુઃખના મિશ્રણ વગરનું અને અવિનાશી સુખ ઇચ્છતા હોય છે. આવા લોકોને જિજ્ઞાસુ કહે છે. કેટલાક લોકોએ એવું અવિનશ્વર સુખ મેળવ્યું હોય છે તેમને મુક્ત કહે છે.

વળી પાછળ કહ્યું કે સંસાર દુઃખથી ભરેલો છે. એ દુઃખનું કારણ પાંચ પ્રકારના કલેશ છે. એ કલેશ એટલે શું અને તે કોને થાય છે તે પણ ગ્રન્થના આ તરંગમાં સંક્ષેપમાં જણાવ્યું છે. એનો વિસ્તાર સાતમા તરંગમાં છે. જેને એ કલેશ થાય છે તેને જીવ કહે છે. જીવ શી વસ્તુ છે, તેને આ સંસાર શી રીતે પ્રાપ્ત થયો, તથા સંસાર એ પણ વસ્તુતઃ શું છે, એ વિચાર હવે ઉપસ્થિત થાય છે. એ વાત સારી રીતે સમજાવાને ગ્રન્થકારે અધ્યાસ-વાદનું નિરૂપણ કર્યું છે. અધ્યાસ ઉપર ઘણા ઘણા શાસ્ત્રાર્થ છે, એમ છતાં આપણે તેને સહેલાઇથી સમજી શકીએ એવી રીતે શ્રી નિશ્ચલદાસજીએ તે લખી બતાવ્યું છે તે તેમનો આપણા ઉપર પરમ ઉપકાર છે.

ટુંકામાં કહીએ તો ભ્રમ એજ અધ્યાસ છે. એ ભ્રમ અનાદિકાળનો હોવા છતાં જ્ઞાનથી નાશ પામે એવો છે. જેમ દોરડીમાં સાપ દેખાય છે, છીંપમાં રૂપું દેખાય છે. આકાશમાં નીલતા દેખાય છે, ખારભૂમિમાં સૂર્યના તાપથી જળ દેખાય છે, એ સઘળાં મિથ્યા છે, એમ જાણ્યા છતાં પણ દેખાયા કરે છે, તેમ બ્રહ્મમાં જગત્ દેખાય છે તે પણ મિથ્યા છે, એમ છતાં તે દેખાયાજ કરવાનું. જેમ મૃગજળનો સમુદ્ર દેખીને ડૂબી મરવાના ભયથી અજાણ્યો માણસ દૂરથીજ ઉભો રહી જાય છે પણ જાણીતો માણસ બેધડક આગળ વધ્યો જાય છે;

જેમ દોરડીને સાપ માનનાર તેથી બીહીને નાસે છે, પણ જાણીતો માણુસ તેના પર પગ મૂકીને ચાલ્યો જાય છે; એજ રીતે બ્રહ્મને સંસારરૂપે માનનાર તેનાં સુખદુઃખને ખરાં માનીને વિહ્વળ થાય છે, પણ તેને બ્રહ્મરૂપે માનનાર સુખદુઃખાદિ મનના ધર્મ છે, ક્ષુધા તૃષાદિ પ્રાણુના ધર્મ છે, જન્મ મરણાદિ દેહના ધર્મ છે, ઇત્યાદિ સમજીને તથા 'હું' એ પણ બુદ્ધિમાં કલ્પેલો ભ્રમ છે–'હું' જેવું કાંઈ છેજ નહિ, એમ સમજીને સદા શાંત રહે છે. તે દેહના જીવન અને મરણને સમાન માને છે, કેમકે દેહનો નાશ થવાથી આત્માનો નાશ થતો નથી એમ તે દઢ સમજે છે.

જીવનું સ્વરૂપ ઓળખાવતાં તેઓ એમ પણ કહે છે કે સત્ ચિત્ આનંદ રૂપ તત્વ–જેને બ્રહ્મ, પરમાત્મા, એવાં નામથી લોકો ઓળખે છે–તે તો સર્વત્ર વ્યાપ્ત છે; તેને બુદ્ધિ, ઈંદ્રિયો, વગેરે ન હોવાથી તેને કોઇ પ્રકારનું વિશેષ જ્ઞાન હોતું નથી, પણ તે સૂર્યના પ્રકાશ જેવું સામાન્ય જ્ઞાનરૂપ છે, પણ તે સૂર્યનો પ્રકાશ કોઇ કાચ જેવી ચળકતી વસ્તુ પર પડે ત્યારે જેમ બેવડો પ્રકાશ થઇને તે પ્રકાશ વિશેષ ચકચકીત દેખાય છે, તેમ બ્રહ્મનું સામાન્ય જ્ઞાન સ્વરૂપ બુદ્ધિમાં પ્રતિફલિત થવાથી તે વિશેષ જ્ઞાન સ્વરૂપે જોવામાં આવે છે, અને તેનેજ લોકો જીવ કહે છે. અર્થાત્ જીવ એ વિશેષ ચૈતન્ય છે. અને બ્રહ્મ એ સામાન્ય ચૈતન્ય છે.

આ બીજા તરંગમાં વળી એકભવિક વાદનો પણ સમાવેશ કર્યો છે. કર્મથીજ મોક્ષ મળે છે એવી વ્યવસ્થા ઘટાવી બતાવનાર કર્મવાદીઓ એક ભવિકવાદી કહેવાય છે. તેનું ખંડન કરી કર્મથી મોક્ષ થતો નથી એમ આ ગ્રન્થકારે સિદ્ધ કરી બતાવ્યું છે. આ રીતે આ બીજા તરંગમાં પણ અધ્યાસની નિવૃત્તિદ્વારા આત્મ સ્વરૂપનું જ્ઞાન થવાથી મોક્ષ થાય છે, એમ કહ્યું છે.

આ બીજો તરંગ પણ શ્રીમદ્ ભગવદ્ ગીતાના બીજા અધ્યાયની પેઠે જાણે આખા ગ્રન્થના સિદ્ધાંતોના બીજરૂપ હોય એવો છે. એનાજ વિસ્તાર રૂપે તથા સંબંધી રૂપે બીજી પ્રક્રિયાઓ પછીના તરંગમાં કહેલી છે.

ત્રીજા તરંગમાં ગુરૂશિષ્યનાં લક્ષણ, ગુરૂભક્તિ તથા તે કરવાની રીત બતાવી છે. કેમકે તે પછીના ચોથા તરંગથી ગુરૂશિષ્યના સંવાદ દ્વારા ગ્રંથનો આરંભ કર્યો છે.

ગ્રંથનો વિષય સમજાવવાને અનુકૂળ પડે માટે અહીં એક શુભસંતતિ રાજા તથા તેના ત્રણ પુત્રો કલ્પ્યા છે. તે ત્રણમાં પણ એક ઉત્તમ અધિકારી, બીજો મધ્યમ, અને ત્રીજો કનિષ્ઠ, એવી કલ્પના કરી છે.

ચોથા તરંગથી ગ્રંથના મુખ્ય વિષયનો આરંભ થાય છે. આ તરંગમાં ઉત્તમ અધિકારીના ઉપદેશનો સમાવેશ કરેલો છે. જે મનુષ્યે પરોપકારાદિ

નિષ્કામ કર્મ કરીને અંતઃકરણનો રાગ દ્વેષાદિ મળ દૂર કર્યો છે, તથા ધ્યાનાદિ ઉપાસના કરીને વિક્ષેપ દોષ દૂર કર્યો છે, તેને માત્ર અજ્ઞાન રૂપ આવરણ દૂર કરવાનું રહે છે. માટેજ આ તરંગમાં શિષ્યનો પ્રથમ પ્રશ્ન એ છે કે સંસાર રૂપી દુઃખનો નાશ અને પરમાનંદની પ્રાપ્તિનો ઉપાય શો છે? એના ઉત્તરમાં ગુરૂ તેને કહે છે કે—

"પરમાનંદની પ્રાપ્તિની અને સંસારદુઃખના નાશની તારી ઇચ્છા એ ભ્રાંતિથી ઉત્પન્ન થયેલી છે. અર્થાત્ તું જાતેજ પરમ આનંદ સ્વરૂપ છે; અને સંસાર ઉત્પન્નજ થયો નથી તો તેનું દુઃખ અને વળી તે દુઃખની નિવૃત્તિની ઇચ્છા થાયજ ક્યાંથી?"

વેદાંત શાસ્ત્રનો છેવટનો સિદ્ધાંત આ રીતે ગુરૂએ કહી દીધો, પણ શિષ્યના હૃદયમાં ઉતારવા માટે તેને સિદ્ધ કરવાનો બાકી રહે છે, અને તેમાંજ ચોથો તરંગ પૂરો થાય છે. મનુષ્ય માત્રને વિષયના યોગથી આનંદની પ્રતીતિ થાય છે, એમ જોવામાં આવે છે: જો આત્માજ આનંદ રૂપ હોત તો તેને આનંદ મેળવવા માટે વિષયોનો યોગ કરવાની જરૂર પડત નહિ, આવી શિષ્યની શંકા થઇ; અને ગુરૂએ તેનું સમાધાન કર્યું કે મનુષ્ય અજ્ઞાનથી ઉપજેલા આવરણ દોષને લીધે જ્યાં પરમાત્મા જોવો જોઇએ ત્યાં દેહગેહાદિ વિષયો દેખે છે; અને આત્મા પરમ પ્રેમનું સ્થાન છે તે પણ આવરણને લીધે ન જાણી શકાયાથી આત્માને ઠેકાણે ભ્રાંતિકલ્પિત બાજી વસ્તુઓને પરમ પ્રેમ રૂપ જાણી તે મેળવવાની ઇચ્છા કરે છે. આ ઇચ્છા પણ અજ્ઞાન જન્ય છે. આ ઇચ્છાને લીધે તેનું મન ચંચળ થઇ જાય છે તથા એવા ચંચળ મનમાં આનંદ રૂપ આત્મા પ્રતિબિંબિત થતો નથી; જ્યારે તે ઇચ્છિત વિષયને પ્રાપ્ત કરે છે ત્યારે ક્ષણ વાર તેનું અંતઃકરણ સ્થિર થઇ જાય છે, અને તેમાં પોતાના આનંદરૂપ આત્માનું પ્રતિબિંબ દેખી વિષયથી પોતાને આનંદ પ્રાપ્ત થયો એમ ભૂલથી માને છે. ખરૂં જોતાં તો આત્માજ આનંદરૂપ છે, એ વાતનું જો ભાન થાય તો પછી તે વિષયો પછવાડે દોડેજ નહિ.

એક વાત અહીં જાણવા જેવી છે કે શરીર ધારણ કર્યું ત્યારથીજ વિક્ષિપ્ત અવસ્થા પ્રાપ્ત થયેલી જાણી લેવી. જેમ મૃગજળને મિથ્યા જાણ્યા છતાં પણ તે તેવું ને તેવું દેખાયા કરે છે, તેમ જ્ઞાન પ્રાપ્ત થયા છતાં પણ દેહગેહાદિ જણાયા કરશે અને તેને માટે સ્વાભાવિક ઇચ્છાઓ પણ ઉત્પન્ન થશે, તથા તે વખતે તેને પણ વિષયમાંથી આનંદ મળતો ભાસશે; પરંતુ તે આત્માને આનંદનું મૂળ જાણતા હોવાથી વિષયોને આનંદરૂપ નહિ માને, અને તેથી તેમાં તે આસક્ત નહિ થાય.

હવે શિષ્ય એક નવો પ્રશ્ન કરે છે કે સંસાર મિથ્યા છે એમ છતાં તે પ્રતીત કેમ થાય છે? અને ગુરૂ તેનો ઉત્તર એનો એજ આપે છે કે દોરડીમાં સાપ જેમ મિથ્યા દેખાય છે તેમ પરમાત્મામાં સંસાર પણ મિથ્યા પ્રતીત થાય છે.

દોરડીમાં સાપ દેખાવાનું શું કારણ છે? એ જો નક્કી કરી શકાય તો બ્રહ્મમાં જગત્ દેખાવાનું કારણ પણ સમજી શકાય, એ હેતુથી હવે ગ્રંથકારે "ખ્યાતિ પ્રકરણ"નો આરંભ અહીંથી કર્યો છે. જૂદા જૂદા શાસ્ત્રકારોએ આ દષ્ટાંત ઉપર વિચાર ચલાવ્યો છે અને તેમણે દોરડીમાં સાપ દેખાવાનાં કારણ જૂદાં જૂદાં નક્કી કર્યાં છે, તેને 'ખ્યાતિ' એટલે 'કથન' કહે છે. શૂન્યવાદી બૌદ્ધો જગતનેજ અસત્ માને છે, એટલે જગત્ એવી વસ્તુ છેજ નહિ, એવો તેમનો મત છે, તેથી તેઓ દોરડીમાં દેખાતા સાપને પણ અસત્ કહે છે તેથી તેમની '**અસત્ ખ્યાતિ**' કહેવાય છે.

વિજ્ઞાનવાદી બૌદ્ધો ક્ષણિક વિજ્ઞાન રૂપ આત્માજ બધા પદાર્થ રૂપે દેખાય છે એમ માનીને તેને '**આત્મખ્યાતિ**' કહે છે.

ન્યાય વૈશેષિક શાસ્ત્રજ્ઞો એમ માને છે કે દોરડીમાં સાપ દેખનારો માણસ ખરી રીતે તો જંગલ વગેરે કોઇ અન્ય જગોએ સાપ દેખી રહ્યો હોય છે, પણ નેત્રના દોષ વગેરેને લીધે તે સાપને દોરડીમાં દેખે છે. આવી રીતે સાપને જૂદે પ્રકારે દેખે છે માટે દોરડીમાં સાપ દેખાય છે તેને '**અન્યથા ખ્યાતિ**' કહેવી. બીજા કેટલાક નવીન નૈયાયિકો '**અન્યથા ખ્યાતિ**' શબ્દનો અર્થ ઉપર કહ્યો તે કબૂલ ન રાખતાં જૂદી રીતે અર્થ કરે છે. તેઓ કહે છે કે–દોરડીનું અન્યથા એટલે બીજી રીતે (સાપ રૂપે) કથન તે '**અન્યથા ખ્યાતિ**' માનવી.

સાંખ્ય અને મીમાંસાને માનનાર '**અખ્યાતિ**' માને છે. તેઓ એમ માને છે કે જ્યાં દોરડીમાં સાપ દેખાય છે ત્યાં જોનારને બે જ્ઞાન થાય છે, તેમાં 'આ કાંઇક છે' એવું એક 'સામાન્ય જ્ઞાન' થાય છે, અને તે પદાર્થ સાપ જેવો લાંબો દેખાવાથી પૂર્વે જોયેલા સાપનું 'સ્મૃતિજ્ઞાન' થાય છે. પણ ભય તથા અંધકારના દોષથી જોનારને એવો વિવેક નથી રહેતો કે મને બે જ્ઞાન થયાં છે, અને તેથી તે એવું માની લે છે કે 'આ સાપ છે.' આ જ્ઞાનને તેઓ ભ્રમ કહે છે. આ ભ્રમને પંડિતો '**અખ્યાતિ**' શબ્દથી ઓળખે છે.

વેદાંતીઓ એ ચારે ખ્યાતિઓને ન સ્વીકારતાં પાંચમી '**અનિર્વચનીય ખ્યાતિ**' માને છે. જે વસ્તુને સત્ (ત્રણે કાળમાં અસ્તિત્વવાળી) કહેવાય નહિ તેમ અસત્ પણ કહેવાય નહિ. તેને અનિર્વચનીય કહે છે. દોરડીમાં

સાપ દેખાય છે, પણ દોરડીનું જ્ઞાન થયા પછી સાપ દેખાતો નથી માટે દોરડીમાં સાપને સત્ કહેવાય નહિ; તેમજ વર્તમાનકાળમાં સાપ દેખાય છે અને તેથી ભય વગેરે પણ થાય છે માટે તેને અસત્ પણ કહેવાય નહિ. માટે દોરડીમાં સાપ એ અનિર્વચનીય ખ્યાતિ છે.

આ અનિર્વચનીય ખ્યાતિ સમજવા માટે પરિણામ, વિવર્ત, અધિષ્ઠાન, આશ્રય, વગેરે શબ્દો પણ સાથે સાથેજ ગ્રંથમાં સમજાવ્યા છે. વળી સ્વપ્નમાં અને ભ્રમમાં શો તફાવત છે તે પણ અહીંજ સમજાવ્યું છે. પણ તે સમજતા પહેલાં 'અવિદ્યા' અને તેમાં 'ક્ષોભ થાય છે' એ બે વાતો બરાબર સમજાવી જોઇએ. વેદાંતીઓએ એમ માનેલું છે કે, જેને બ્રહ્મ કહે છે તે સત્તાત્મક ચૈતન્ય સર્વત્ર વ્યાપ્ત છે. સામાન્ય લોકો જેમ આકાશને સૃષ્ટિમાં અને સૃષ્ટિ બહાર પણ કલ્પનાથી વ્યાપ્ત માને છે, તેમ વેદાંતીઓ બ્રહ્મને વ્યાપ્ત માને છે, તથા આકાશ તો બ્રહ્મના એક ભાગમાં આપણે કલ્પીએ છીએ એમ માને છે. એ બ્રહ્મ નિર્વિકાર છે એટલે તેમાં ફેરફાર ન થતાં સદા એક રૂપે રહે છે. તે જ્ઞાન સત્તા રૂપ છે એટલે સૂર્ય જેમ પ્રકાશરૂપ હોઇને બીજાને પ્રકાશિત કરે છે તેમ બ્રહ્મ જ્ઞાનરૂપ હોઇને બીજા પદાર્થોનું જ્ઞાન થવાનું સામર્થ્ય આપે છે. તે વળી નિર્વિકાર હોવાથી સદા એક રૂપ છે, અને સદા એક રૂપ હોવાથી ત્રણે કાળમાં સત્ છે. જે ત્રણે કાળમાં હોય તેનેજ સત્ કહે છે; પણ એકાદ કાળમાં હોય ને બીજા કાળમાં ન હોય તેને અસત્ કહે છે.

એ બ્રહ્મની શક્તિ માયા છે. જે ન હોય તે દેખાડવાનું સામર્થ્ય તેજ માયા છે. આપણે કલ્પનામય પદાર્થો સ્વપ્નમાં અથવા મનોરાજ્યમાં દેખીએ છીએ, તે જે શક્તિથી દેખીએ છીએ તેજ માયાશક્તિ, એ માયાશક્તિ બ્રહ્મમાં સદા રહેલી છે તેમ છતાં તે કોઇક વખત પ્રકટ થાય છે અને કોઇક વખત નિગૂઢ રહે છે. એ માયાનું બીજું નામ અવિદ્યા છે કેમકે તે, જે વસ્તુ વિદ્યમાન નથી તેને પ્રકટ કરી બતાવે છે, અને સૂક્ષ્મ નિરીક્ષણ કરતાં પાછી તે વસ્તુ અદૃશ્ય થાય છે અથવા તત્વશૂન્ય જણાય છે.

એ અવિદ્યાશક્તિ જ્યાં સર્વત્ર બ્રહ્મતત્વ ભરેલું છે, ત્યાં નાના પ્રકારનું જગત્ બતાવે છે, અને તેનું કારણ પ્રાણીઓનાં કર્મ અથવા તેમના મનમાં અનાદિ કાળથી રહેલી ભોગની વાસનાઓ છે. સામાન્ય રીતે એ વાસનાઓથીજ કલ્પનાઓ ઉપજે છે. અર્થાત્ જીવોની કલ્પનાઓથી તે અવિદ્યામાં ક્ષોભ થાય છે. ક્ષોભ એટલે શાંત પડી રહેલી અવિદ્યાનું જાગી ઉઠવું અથવા પોતાનો પ્રભાવ બતાવવા તત્પર થઇ જવું તે. જેમ જીવોની કલ્પનાઓ (ખરૂં જોતાં વાસનાઓ) અવિદ્યામાં ક્ષોભ ઉત્પન્ન કરે છે, તેમ જડ પદાર્થોમાં રહેલી

અવિદ્યામાં અંધકાર વગેરે નિમિત્તથી પણ ક્ષોભ ઉત્પન્ન કરે છે, અને તે જેમાં રહેલી હોય તે પદાર્થને ઢાંકીને તેને બદલે બીજો પદાર્થ બતાવે છે. બ્રહ્મમાં રહેલી અવિદ્યા બ્રહ્મને ઢાંકીને જગત્ બતાવે છે, ત્યારે દોરડીમાં રહેલી અવિદ્યા દોરડીને ઢાંકીને સાપ બતાવે છે.

આવી રીતે અનિર્વચનીય ખ્યાતિનું સ્વરૂપ છે. ખરૂં જોતાં માયા અથવા અવિદ્યા અનિર્વચનીય છે ત્યારે તેનું કાર્ય ભ્રમ અથવા જગત્ પણ અનિર્વચનીય હોય એમાં શું આશ્ચર્ય ?

જગત્ દેખાય છે માટે તેને અસત્ તો નજ કહેવાય; તેમ તે નાશ થાય છે માટે તેને સત્ પણ ન કહેવાય. ત્યારે શું કહેવાય? સત્ અને અસત્‌થી વિલક્ષણ અથવા અનિર્વચનીયજ કહેવાય.

જેવી રીતે દોરડીમાં સાપ અનિર્વચનીય ઉત્પન્ન થાય છે, તેવીજ રીતે તે સાપનું જ્ઞાન પણ અનિર્વચનીય ઉત્પન્ન થાય છે. અને તેજ રીતે સ્વપ્ન તથા તેનું જ્ઞાન પણ અનિર્વચનીય ઉપજે છે, અને તેજ પ્રમાણે જગત્ તથા તેનું જ્ઞાન પણ અનિર્વચનીય ઉપજે છે, અને તેથી દોરડીમાંનો સાપ તથા તેનું જ્ઞાન, સ્વપ્ન અને તેનું જ્ઞાન તથા જગત્ અને તેનું જ્ઞાન મિથ્યા છે.

અહીં કેટલાકને એવો સંશય થશે કે જે સ્વપ્ન એકને પ્રતીત થાય છે તે સ્વપ્ન તેની પાસેના બીજા જાગતા કે ઉંઘતાને પ્રતીત થતું નથી માટે તે ભ્રમરૂપ હોઇ શકે; વળી દોરડીમાં પણ એકને સાપ દેખાય તો બીજાને પાણીનો રેલો, ત્રીજાને જમીનની ફાટ, ચોથાને લાકડી, એમ ભિન્ન ભિન્ન કલ્પના થવાથી ભિન્ન ભિન્ન વસ્તુઓ દેખાવાનો સંભવ છે; પણ જગત્ તો બધાને સરખુંજ દેખાય છે, અને તે મિથ્યા છે એવું જ્ઞાન શાસ્ત્રથી કે વિચારથી થયા છતાં પણ તે દોરડીમાંના સાપની પેઠે નાશ પામતું નથી, તેનું શું કારણ છે?

આ પ્રશ્નનું સમાધાન સમજવા માટે વળી જીવનું સાક્ષીનું બ્રહ્મનું અને માયાનું સ્વરૂપ જાણવું પડશે.

સમુદ્રનો કોઇ ભાગ જ્યારે શાંત હોય છે ત્યારે તેના કોઇ ભાગમાં વળી તરંગ ઉત્પન્ન થાય છે. તેમ સર્વત્ર પરિપૂર્ણ બ્રહ્મતત્વ કોઇ સ્થળે શાંત હોય છે ત્યારે તેના કોઇ ભાગમાં બ્રહ્મની પ્રકૃતિરૂપ શક્તિ ઉદ્‌ભૂત થાય છે. (પ્રશ્નના સમાધાન માટેજ બ્રહ્મમાં સ્થળ કલ્પના આપણે કરીએ છીએ, કેમકે અદ્વૈત બ્રહ્મમાં પ્રકૃતિ અને જગત્ તથા તે સંબંધી શંકાઓ રૂપ કલ્પના પણ આપણે કરીએ છીએ.) એ ઉદ્‌ભૂત શક્તિ ત્રિગુણાત્મક છે. તેમાં સત્વગુણના પ્રાધાન્યવાળી શક્તિ તે માયા કહેવાય છે, અને રજસ્ તમો ગુણના પ્રાધાન્યવાળી શક્તિ તે અવિદ્યા કહેવાય છે. માયાઉપાધિવાળા બ્રહ્મને ઇશ્વર કહે છે. એ ઇશ્વર અનેક રૂપે થવાની ઇચ્છા કરે છે, અને અવિદ્યા ઉપાધિ

ધારણ કરે છે એટલે અનેક વ્યષ્ટિ અંતઃકરણો વિદ્યાના સત્વ ગુણમાંથી ઉત્પન્ન થાય છે. એ અંતઃકરણરૂપ વ્યષ્ટિ ઉપાધિવાળું ચૈતન્ય તે સાક્ષી અને અંતઃકરણમાં પ્રતિબિંબિત આભાસરૂપ ચૈતન્ય તે જીવ આ વાત અગ્નિમાં લાલચોળ તપાવેલા લોઢાના ગોળાના દૃષ્ટાંતથી વિશેષ સ્પષ્ટ થશે. લોઢાના ગોળાથી અગ્નિને જૂદો સમજીને જેમ અગ્નિનીજ વાત કરીએ છીએ, તેમ અંતઃકરણથી ચૈતન્યને જૂદું કરીને સમજવું તે સાક્ષીનું સ્વરૂપ છે; અને અગ્નિ સહિત લોઢાના ગોળાને એક વસ્તુ માનીને વાત કરવાની પેઠે જીવનું સ્વરૂપ છે. આ રીતે જીવ વ્યષ્ટિ અંતઃકરણનો અભિમાની એટલે હુંજ વ્યષ્ટિ અંતઃકરણ છું અથવા મારૂં અંતઃકરણ છે એમ માનનારો છે, અને ઇશ્વર હુંજ સમષ્ટિ અંતઃકરણ છું અથવા સમષ્ટિ અંતઃકરણો મારાં છે એમ માનનારો છે. વ્યષ્ટિ અંતઃકરણોના અભિમાની જીવોની ભોગવાસનાઓથી પ્રેરાઇને સમષ્ટિ અંતઃકરણોનો અભિમાની ઇશ્વર જેમ એક ઇંદ્રિયની ઇચ્છાને અધીનજીવ થઈ તેની વાસના પૂરી પાડે છે. વિચિત્ર ભોગનાં સાધનરૂપ સૃષ્ટિ કલ્પે છે. અને સમષ્ટિ ઇશ્વરની કલ્પના પ્રત્યેક અંતઃકરણાભિમાની જીવને પ્રતીત થાય છે. જીવ પણ અવિદ્યાના સત્વ અંશરૂપ અંતઃકરણનો અભિમાની હોવાથી પોતપોતાની નોખી નોખી કલ્પના પણ કરે છે, તે સ્વપ્નરૂપે કે ભ્રમરૂપે તે તે જીવ એકલાનેજ પ્રતીત થાય છે. આ રીતે ઇશ્વર કલ્પિત જગત્ ભ્રમરૂપ હોવા છતાં સર્વને પ્રતીત થાય છે, અને જીવ કલ્પિત સ્વપ્નમય જગત્ એકનેજ પ્રતીત થાય છે, તેનું કારણ ટુંકામાં સમજવું.

એ સિવાય બીજી પણ કેટલીક શાસ્ત્રીય શંકાઓ તથા તેનાં સમાધાનો ગ્રંથમાં આપેલાં છે, તેનો ઉલ્લેખ વિસ્તારભયથી અહીં કર્યો નથી. એક વાત શાસ્ત્રીય છતાં પણ જાણવા જેવી છે તે બ્રહ્મનું સામાન્યરૂપ અને વિશેષરૂપ છે. શાસ્ત્રમાં સામાન્યરૂપને 'આધાર' અને વિશેષરૂપને 'અધિષ્ઠાન' એવાં નામ આપેલાં છે. જેમ દોરડીમાં સાપ દેખાય છે તે વખતે 'આ સાપ' એમ કહેવામાં આવે છે, તેમાં 'આ' શબ્દ દોરડીનું વિશેષણ છતાં અને તેનું ખરૂં વિશેષ્ય દોરડી છતાં પણ તે 'આ' વિશેષણ સાપને પણ લાગુ પાડવામાં આવે છે, માટે 'આ' વિશેષણને સામાન્યરૂપ કહે છે, અને દોરડીને વિશેષરૂપ કહે છે. બધાં ભ્રમસ્થળમાં સામાન્યરૂપ દેખાય છે અને વિશેષરૂપ તિરોહિત થાય છે (ઢંકાઇ જાય છે). જગતમાં પણ બ્રહ્મનું સત્ એ સામાન્યરૂપ છે અને તે દરેક પદાર્થમાં સત્તા (અસ્તિત્વ) રૂપે દેખાય છે; અને અસંગતા, નિત્યમુક્તતા, વ્યાપકતા, આદિક, વિશેષરૂપ ભ્રમરૂપ જગતના પદાર્થોથી ઢંકાયલું રહે છે માટે દેખાતું નથી. જેમ દૃષ્ટાંતમાં દોરડી એ વિશેષરૂપનું જ્ઞાન થવાથી સર્પભ્રમ દૂર થઇ જાય છે, તેમ અસંગતા વગેરે બ્રહ્મના વિશેષ રૂપનું જ્ઞાન થવાથી જગતભ્રમ પણ દૂર થઇ સર્વત્ર બ્રહ્મ દેખાય છે.

એક બીજો સિદ્ધાંત પણ જાણવા જેવો છે કે જ્યાં અધિષ્ઠાન જડ વસ્તુ હોય ત્યાં તેનો (ભ્રાંતિનો) દ્રષ્ટા તેનાથી ભિન્ન હોય છે; અને જ્યાં અધિષ્ઠાન ચેતન વસ્તુ હોય ત્યાં ભ્રાંતિનો દ્રષ્ટા ચેતનથી ભિન્ન હોતો નથી. જેમ દોરડી અધિષ્ઠાન માનીએ તો સાપરૂપ ભ્રમનો દ્રષ્ટા ચેતનજીવ તેનાથી ભિન્ન છે; પણ સ્વપ્ન જગતનું અધિષ્ઠાન સાક્ષીચેતન છે માટે તેનો દ્રષ્ટા પણ સાક્ષીચેતન છે. અને એજ રીતે આખું જગત કલ્પિત હોવાથી જે તેનો દ્રષ્ટા છે તેજ તેનું અધિષ્ઠાન છે. અર્થાત્ આ જગત્ આપણા પોતાના આત્મસ્વરૂપમાંજ કલ્પિત છે.

પુણ્યપાપનાં ફળ સુખદુઃખ કોણ ભોગવે છે? એવી શંકાના નિરાસ માટે જીવ, સાક્ષી કૂટસ્થ, ઇશ્વર અને બ્રહ્મનાં સ્વરૂપ ઘટાકાશાદિ દૃષ્ટાંતથી સમજાવીને ખુલાસો કર્યો છે કે આભાસરૂપ જીવ એ ફળનો ભોક્તા છે, અને દરેક વ્યષ્ટિ શરીરમાં રહેલો અંતઃકરણ ઉપહિત સાક્ષી તેનો અંતર્યામી દ્રષ્ટા છે. એજ વાત વધારે સ્પષ્ટ થવાને માટે અજ્ઞાન, આવરણ, ભ્રાંતિ, પરોક્ષજ્ઞાન, અપરોક્ષજ્ઞાન, શોકનાશ અને તૃપ્તિ, એવી આભાસની સાત અવસ્થાઓ વર્ણી છે. અહીં પણ પાછો સંશય થાય છે કે આભાસ મિથ્યા છે માટે બ્રહ્મથી ભિન્ન છે, તે આભાસને હું બ્રહ્મ છું' એવું જ્ઞાન થાય તો તે પણ મિથ્યા કહેવાય. આ સંશયના નિરાસને માટે ગુરૂ શિષ્ય ને 'હું' શબ્દનો પ્રયોગ કયાં કયાં કરવામાં આવે છે તે સમજાવે છે. એનું તાત્પર્ય એટલું છે. કે, યદ્યપિ જ્ઞાન આભાસને થાય છે તથાપિ આભાસ પોતાને તથા કૂટસ્થને બન્નેને પોતાનો આત્મા જાણે છે, તેમાં કૂટસ્થનુ બ્રહ્મની સાથે મુખ્ય સામાનાધિકરણ્ય છે અને આભાસનું બાધ સામાનાધિકરણ્ય છે. અર્થાત્ કૂટસ્થ અને બ્રહ્મ તો એકજ વસ્તુ છે, પણ આભાસમાં તો આભાસનો બાધ કરીને વિચાર કરતાં આભાસમાં જણાતું ચૈતન્ય અને બ્રહ્મ પણ એકજ વસ્તુ છે.

આ રીતે અંતઃકરણની "હું"એવી વૃત્તિમાં સાક્ષી અને આભાસ બન્નેનું ભાન થાય છે અને તે તે એકેજ વખતે થાય છે તેમાં પણ અંતઃકરણ સહિત આભાસને તો સાક્ષી જાણે છે, અને સાક્ષી તો સ્વયંપ્રકાશ અનુભવરૂપ છે.

અંતઃકરણ અને તેમાં ચૈતન્યનો આભાસ એનેજ સામાન્યતઃ લોકો "હું" શબ્દથી ઓળખે છે. અર્થાત્ જે જે પદાર્થો અંતઃકરણની વૃત્તિના વિષયરૂપ હોય તે તે પદાર્થો અંતઃકરણની વૃત્તિના વિષયરૂપ હોય તો તે પદાર્થોને 'હું' જાણું છું' એવો વ્યવહાર થાય છે. એ રીતે ઘટાદિક તમામ બાહ્ય પદાર્થોને નેત્રાદિ સાધનથી જીવ જાણે છે. એ રીતે ઘટાદિકને પ્રમાણ

यूं शंकरमत पेखि असुद्धा,
तज्यो सकल मध्वादि प्रबुद्धा. २
यह शंका भगवन् मुहि उपजै,
उत्तर देहु दयाल न कुपिजै;

શિષ્ય—વેદ અને ગુરૂ જો મિથ્યા હોય તો તેનાથી સંસાર દુઃખનો નાશ થાય નહિ. જેમ મિથ્યા મૃગજલમાં કોઈની તરસ મટાડવાનું સામર્થ્ય હોતું નથી. ૧

અને જો વેદ અને ગુરૂને સત્ય કહીએ તો, બ્રહ્મ સત્ય, વેદ સત્ય, ગુરૂ સત્ય, એમ ઘણાં સત્ય હોવાથી દ્વૈત થાય છે અને અદ્વૈત સિદ્ધાંત નાશ પામે છે.

આવી રીતે શંકરભગવાનનો મત દોષવાળો જાણીને, મધ્વ-સ્વામી વગેરે દ્વૈતાચાર્યોએ તેને છોડી દીધો છે. ૨

હે ભગવન્ આવી શંકા મારા મનમાં ઉપજી છે, માટે ક્રોધ કરશો નહિ, પણ દયા રાખીને તેનું સમાધાન કરો.

## ૨ શંકરમતની પ્રમાણુતા.

चौपाई–गुरु बोले सिषकी सुनि बानी,
शंकरको मत परम प्रमानी. ३
चारि यार मध्वादिक जेहै,
वेद विरुद्ध कहत सब तेहै;
यामैं व्यासबचन सुनि लीजै.
संकरमत हि प्रमान करीजै. ४
कलिमैं वेद अर्थ बहु करिहै,
श्री संकरसिव तब अवतरिहै;
जैन बुद्धमतमूल उखारै,
गंगातैं प्रभुमूर्ति निकारै. ५

શિષ્યનાં એવાં વચન સાંભળીને ગુરૂ બોલ્યા કે શંકરનો મત પરમ પ્રમાણુભૂત છે. ૩. મધ્વ વગેરે જે ચાર ભેદવાદીઓ છે તે સઘળા વેદ વિરૂદ્ધ સિદ્ધાંત કહે છે. એ બાબતમાં શ્રીવ્યાસ ભગવાનનું વચન તું સાંભળ અને પછી શંકર મતનેજ તું પ્રમાણુ માનીશ. ૪. વ્યાસજી કહે છે કે,—કલિકાલમાં જ્યારે આચાર્યો વેદના અર્થ જૂદે જૂદે પ્રકારે કરશે, ત્યારે કૃપાળુ ભગવાન શિવ



कलिमें वेद अर्थ बहु करि हैं।
श्रीसंकर मित्र तब अवतरि हैं॥

Lakshmi Art, Bombay, 8

અવતાર હેશે, તે વેદબાહ્ય જૈન તથા બૌધ મતનું ખંડન કરશે; ગંગાજીમાંથી બદ્રીનાથજીની મૂર્તિનો ઉદ્ધાર કરીને તેનું સ્થાપન કરશે. ૫.

चोपाई-जैसे भानु उदय उजियारो,
दूरि करै जगमैं अंधियारो;
सब वस्तु हि ज्यूं को त्यूं भासै
संसै और विपर्यय नासै. ६
वेद अर्थमैं त्यूं अज्ञाना,
नसि है श्री शंकर व्याख्याना;
करि है ते उपदेश यथारथ,
नासहि संशय अरु अयथारथ. ७
और जु वेदअर्थकू करिहै,
ते सठ वृथा परिश्रम धरिहै;
यूं पुरानमैं व्यास कहीहै,
शंकर मनमैं मान यही है. ८

અર્થ—જેમ સૂર્યના ઉદય પામવાથી જે અજવાળું થાય છે, તે જગતના અંધારાને દૂર કરે છે, ત્યારે બધી વસ્તુઓ જેવી હોય તેવી દેખાય છે, તથા તે વસ્તુઓ વિશે સંશય અને વિપરીત જ્ઞાન નાશ પામે છે. ૬ તેમ વેદના અર્થ સમજવામાં રહેલું અજ્ઞાન શ્રીશંકરાચાર્યના ભાષ્યથી દૂર થશે; અને તે ભાષ્ય જે યથાર્થ ઉપદેશ કરશે તેથી સંશય અને ભ્રાંતિ નાશ પામશે. ૭ બીજા જે કોઇ વેદના અર્થને કરશે તે શઠ લોકોનો પરિશ્રમ વૃથા થશે. એ રીતે વ્યાસ મુનિએ પુરાણમાં કહ્યું છે, અને શ્રી-શંકરના મત માટે તે વ્યાસ વચનોજ પ્રમાણ છે. ૮

मध्वादिकको मत न प्रमानी,
यह हम व्यास वचन तैं जानो;
और प्रमाण कहूं सो सुनिये,
वाल्मीकि रिषि मुख्य जु गिनिये. ९
तिन मुनि कियो ग्रंथ वासिष्ठा,
तामैं मत अद्वैत स्पष्टा;
श्री शंकर अद्वैत हि मान्यो,
तिनको मत यह हेतु प्रमान्यो, १०

—અર્થ:મધ્વાદિકનો મત પ્રમાણરૂપ નથી, એમ અમે વ્યાસના વચનથી જાણ્યું છે. વળી બીજું પ્રમાણ કહું તે સાંભળો. ઋષિઓમાં મુખ્ય ઋષિ વાલ્મીકિ ગણાય છે. ૯ તે મુનિએ યોગવાસિષ્ઠ નામે ગ્રંથ કર્યો છે, તેમાં અદ્વૈત મતનું સ્પષ્ટ પ્રતિપાદન કર્યું છે. શ્રી શંકરે પણ અદ્વૈત મતનું નિરૂપણ કર્યું છે, તેમાં તેમના મતમાં આ હેતુને પ્રમાણ માન્યો છે. ૧૦

**ટીકા**–બધા પ્રકરણનો ભાવ આ પ્રમાણે છે:–વ્યાસ ભગવાને પુરાણમાં એમ કહ્યું છે કે જ્યારે કલિયુગમાં વેદના અર્થને જૂદે જૂદે પ્રકારે વિદ્વાનો કરશે, ત્યારે કૃપાળુ શિવ શ્રી શંકર નામ ધારણ કરી અવતાર લેઇને દેવનદી ગંગાજીમાંથી શ્રીબદરીનાથની મૂર્તિનો ઉદ્ધાર કરી તેનું તેના સ્થાનમાં સ્થાપન કરશે; જૈન અને બૌદ્ધ મતનું ખંડન કરશે; તથા વેદનું યથાર્થ વ્યાખ્યાન કરશે.

(૧) આ વ્યાસ વચનથી શ્રી શંકર મત પ્રમાણ છે.

(૨) અને મધ્વાદિકનો ભેદ મત અપ્રમાણ છે.

વળી ઉપનિષદ, ગીતા અને બ્રહ્મસૂત્ર, એ ત્રણ જે વેદાંતનાં પ્રસ્થાન કહેવાય છે, તેના મધ્વાદિકોએ ખેંચી તાણીને કોઇપણ રીતે પોતાના મતને બંધ બેસે એવા અર્થ કર્યા છે, તથાપિ વ્યાસજીના વચનથી શ્રી શંકરાચાર્યે કરેલું વ્યાખ્યાનજ પ્રમાણ છે.

### ૩ ભેદવાદની અપ્રમાણતા.

**ચોપાઈ–वालमीकि रिषि बचन विरुद्धं,**
**भेदवाद लखि सकल असुद्धं.** ११

**અર્થ—વળી વાલ્મીકી ઋષિના વચનથી વિરૂદ્ધ એવો જે ભેદવાદ, તે સઘળો અશુદ્ધ એટલે અપ્રમાણ છે એમ જાણવું. ૧૧**

**ટીકા**—વળી આદી કવિ સર્વજ્ઞ વાલ્મીકિ ઋષિએ ઉત્તર રામયાણ વાસિષ્ઠ નામે ગ્રંથ કર્યો છે. તેમાં, અદ્વૈત મતમાં મુખ્ય જે દૃષ્ટિસૃષ્ટિ વાદ છે તે અનેક ઇતિહાસોથી પ્રતિપાદન કર્યો છે. માટે વાલ્મીકિના વચન પ્રમાણે પણ અદ્વૈત મત પ્રમાણ છે. અને વાલ્મીકિના વચન વિરૂદ્ધ ભેદ મત અપ્રમાણ છે.

આ રીતે સર્વજ્ઞ ઋષિ મુનિઓના વચનથી વિરૂદ્ધ હોવાથી ભેદવાદ અપ્રમાણ છે એમ કહ્યું. હવે યુક્તિથી પણ ભેદવાદ વિરૂદ્ધ છે એમ શ્રી હર્ષ પંડિતે કરેલા ખંડનખંડખાદ્ય નામે ગ્રંથમાં પ્રતિપાદન કર્યું છે. એ ભેદવાદ ખંડનની યુક્તિઓ સમજાવી કઠણ હોવાથી અહીં લખી નથી.

### ૪ ભેદવાદનો તિરસ્કાર.

ભેદવાદ જૈનમતની પેઠે અપ્રમાણ છે, કેમકે તે ઋષિ અને મુનિઓના

વચનથી વિરૂદ્ધ છે, એવો નિશ્ચય થયા પછી તેનું યુક્તિથી ખંડન કરવાની આસ્તિક અધિકારીને માટે જરૂર પણ નથી. એ વાત ત્રણ ચોપાઈથી કહે છેઃ—

किये ग्रंथ श्री हर्ष जु खंडन,
खंडन भेद एकता मंडन;
लिख्यो तहां यह बहु विस्तारा,
भेदवाद नहि युक्ति सहारा. १२
और भेदधिक्कार जु ग्रंथा;
तहां भेदखंडनको पंथा;
कठिन दुरूहतर्क है ते अति,
नहि पैठिहि सिष तिनमैं ते मति १३
यातैं कही न ते तुहि उक्ति,
करैं जु भेद हि खंडनयुक्ति;
अप्रमाण मत भेद लख्यो जब,
खंडनमैं युक्ति न चहियत तब. १४

અર્થ—શ્રીહર્ષ નામના પંડિતે "ખંડન ખંડ ખાદ્ય" નામે ગ્રંથ લખ્યો છે તેમાં ભેદનું ખંડન કર્યું છે, અને એકતાનું મંડન કર્યું છે. ત્યાં બહુ વિસ્તારથી આ વાત લખી છે કે ભેદવાદને યુક્તિ સહન કરી શકતી નથી. ૧૨. વળી "ભેદધિઃકાર" કરીને ગ્રંથ છે, તેમાં ભેદના ખંડનની રીત બતાવી છે. એ ગ્રંથમાંના તર્ક ઘણા કઠણ તથા બુદ્ધિમાં ઘણી મુશ્કેલીથી ઉતરી શકે એવા છે. હે શિષ્ય! એ તર્કોમાં તારી બુદ્ધિ પ્રવેશ કરી શકશે નહિ. ૧૩ માટે જે યુક્તિઓ વડે ત્યાં ભેદનું ખંડન કર્યું છે તે વચનો હું તને કહેતો નથી. વળી જો ભેદમત અપ્રમાણ છે એમજ સમજવામાં આવે છે, તે પછી તેનું ખંડન કરવાને યુક્તિઓની જરૂર પણ નથી. ૧૪

વેદવચનથી પણ ભેદમત વિરૂદ્ધ છે તે કહે છેઃ—

चौपाई-भेदप्रतीति महा दुःखदाता
यम कठमैं यह टेरत ताता;
यातैं भेदवाद चित त्यागहु,
इक अद्वैतवाद अनुरागहु. १५

(१) "मृत्योः स मृत्यु माप्नोति य इह नानेव पश्यति"

(૨) "द्वितीयाद्वै भयं भवति"

(३) "अन्योसा-वन्योऽहमस्मीति न स वेद यथा पशुरेव स देवानाम् ॥"

जो द्वितीयकू मतिमैं धारै,
भय ताकू यह वेद पुकारै;
ज्ञेय ध्येय मो तैं कछु औरा,
लखै सुपसु यह वेदढंढोरा. १६
शिष्य यातैं मध्वादिकबानी.
सुनी सुबिसरह अतिदुःखदानी;
द्वैतवचन तव हियमैं जोलौं,
है साक्षात अद्वैत न तोलौं, १७

**અર્થ**--હે ભાઈ! ભેદની પ્રતીતિ મહા દુઃખ આપનારી છે, એમ કઠોપનિષદમાં યમરાજાએ નચિકેતા નામે શિષ્યને કહ્યું છે. માટે ભેદવાદનો મનમાંથી ત્યાગ કર અને એક અદ્વૈતવાદમાંજ પ્રીતિ કર. ૧૫

શ્રુતિઓનો અર્થઃ--

જે મનુષ્ય આ લોકમાં અનેક (આત્માઓ, પદાર્થો, વગેરે ભેદ) જુએ છે, તે મૃત્યુથી મૃત્યુને પામે છે, એટલે જન્મ મરણ પામ્યા કરે છે.

(૨) જેની બુદ્ધિમાં બ્રહ્મ સિવાય (આત્મા સિવાય) બીજો પદાર્થ છે, એમ જેને જણાય છે તેને તે બીજા પદાર્થથી ભય થાય છે. (ભેદ ભયનું કારણ છે).

(૩) 'તે અન્ય છે અને હું અન્ય છું' એમ જે જાણે છે-એટલે જેને હું જાણું છું તે ભિન્ન છે અને હું જાણનારો તેનાથી ભિન્ન છું, એમ જે જાણે છે-તે કશુંજ જાણતો નથી. તે દેવો નો પશુજ છે.

**શ્રુતિના અર્થની ચોપાઈનો અર્થ**--જે મનમાં બીજાને ધારણ કરે છે તેને ભય થાય છે, એમ વેદ કહે છે. વળી મારૂં જ્ઞેય અને ધ્યેય વસ્તુ મારાથી ભિન્ન છે, તે મોટો પશુ છે એમ વેદ દાંડી વગાડીને કહે છે. ૧૬ માટે હે શિષ્ય મધ્વાદિક દ્વૈત-વાદીઓનાં વચન તેં સાંભળ્યાં હોય તો તેને ભૂલીજા, કેમકે તે અતિ દુઃખ આપનારાં છે. જ્યાં સુધી તારા હૃદયમાં દ્વૈત વચનોની અસર રહેશે ત્યાં લગી તને અદ્વૈતનો સાક્ષાત્કાર થશે નહિ. ૧૭

## ૫ ભર્છુનું આખ્યાન અને તેનો સિદ્ધાંત.

द्वैत वचनको स्मरण जु होवै,
है साक्षात तु ताहि विगोवै;
पूर्वस्मृती साक्षात बिनासत,
सुन इक अस तुहि कथा प्रकासत. १८

અર્થ—હે શિષ્ય! દ્વૈત વચનનું જો સ્મરણ થાય તો તે સાક્ષાત્કાર થયો હોય તેને પણ બગાડી નાંખે છે. અર્થાત્ સાક્ષાત્ વસ્તુને પણ તે ખોટી જાણે છે. વળી તે પૂર્વની સાક્ષાત્ સ્મૃતિને પણ નાશ કરે છે. એ વિષે તને હું એક કથા કહું તે સાંભળ.

राजाको इक भर्छू मंत्री,
राजकाज सब ताके तंत्री;
और मुसाहिब मंत्री जेते,
करैं इरखा तासूं ते ते. १९
करी न सकत भर्छूकी हाना,
महाराज निजजिय प्रिय जाना;
तब सब मिलि यह रच्यो उपाया,
धारि दौर दंगा मचवाया. २०
सो सुनि राज हि करी कचहरी,
लिये बुलाय मुसाहिब जहरी;
तिनसूं कह्यो वेग चढि जावहु,
दौरत धारि सु धूम नसावहु. २१
तब सब मिलि उत्तर यह दीना,
सदा एक भर्छू हि तुम चीना;
मरणलिये अब हम हि पठावतु,
भर्छूकूं कहु क्यूं न चढावतु. २२
तब बोल्यो भर्छू कर जोरी,
महाराज सुनु बिनती मोरी;
आज्ञा होय मोहि अब तौरी,
मारूं सकल धारि जो दौरी. २३
तब भर्छूकू बोल्यो राजा,
तुम चढि जाहु समारहु काजा;
ते जात हि भर्छू सब मारे,
बनक कृषीवल किये सुखारे. २४

## ૧ ભર્ છું મંત્રી ઉપર રાજાનો પ્રેમ–બીજા મંત્રીઓની અદેખાઇ.

એક રાજાને ભર્છું નામે મંત્રી હતો. તમામ રાજકાજ તેના તાબામાં હતાં તથા તે ઘણો પ્રમાણિક અને હોશિયાર હતો તેથી બીજા પ્રધાનો અને સરદારો તેની અદેખાઈ કરવા લાગ્યા. ૧૯ પણ ભર્છુંની પ્રમાણિકતા તથા કાર્ય કુશળતા રાજા જાણતો હતો તેથી રાજાની તેના ઉપર પોતાના પ્રાણ જેવી પ્રીતિ હતી. આ કારણથી બીજા દ્વેષી સરદારો તેને કાંઈ નુકસાન કરી શકતા નહોતા.

## ૨ ભર્છું વિરૂદ્ધ પ્રપંચ–ભર્છુંએ લુંટારાઓ પર મેળવેલી જીત.

પછી બધાએ મળીને એક પ્રપંચ કર્યો. અને બહારથી એક લુંટારાની ટોળીને બોલાવી ધાડ પડાવી. ૨૦. અને તે વાતની રાજાને ખબર કરી કે કોઈ લુંટારાનું ટોળું આપણા શહેર ઉપર ચઢી આવ્યું છે. તે સાંભળીને રાજાએ દરબાર ભર્યો, અને પોતાના સરદારોને કહ્યું કે, તમે બધા જલદી તૈયાર થઇ જાઓ અને લુંટારાઓને હરાવીને હાંકી કહાડો. ૨૧.

તે વખતે બધાએ મળીને રાજાને ઉત્તર આપ્યો કે, મહારાજ! અમે તો સદા તૈયારજ છીએ; જ્યાં મરવાનું હોય ત્યાં અમનેજ જવાની આજ્ઞા કરવામાં આવે છે! પણ આપના પ્રધાનજી જે યુદ્ધ કાર્યમાં ઘણા કુશળ છે, તેમને તો કોઇ વખત તેવી આજ્ઞા આપ કરતાજ નથી! ૨૨

તે સાંભળતાંજ ભર્છું તેમનો આશય સમજી ગયો અને રાજા પોતાને હુકમ કરે તે પહેલાં તે હાથ જોડીને બોલ્યો કે મહારાજ! મારી એક અરજ સાંભળો; આપની આજ્ઞા હોય તો હુંજ એકલો જઇને તમામ ધાડપાડુઓને મારીને નસાડી મૂકું! ૨૩. રાજાએ કહ્યું: ભલે તમે ચઢી જાઓ અને કામ સિદ્ધ કરીને આવો.

ભર્છુંએ જઇને લુંટારાઓને મારી કાઢયા તથા વેપારી ને ખેડુતોનો ત્રાસ મટાડયો. ૨૪.

भछूं विजय सुन्यो तिन जबही,
राजापें भाख्यो यह तबही;
भछूं मर्यो न सुधर्यो काजा,
मिथ्या वचन सुनतही राजा. २५
और प्रधान मुसाहिब कीनो,
छत्र रु पीनस पंखा दीनो;
बंदोबस्त तिन किने अपनहू,
सुनै न राजा भछूं (ही) सुपनहूं. २६
सब वृत्तांत भछूं तब सुनिके,
रूप तपस्वि धर्यो यह गुनिके;
राजापैं मुहि जान न दे है,
गये द्वारलग प्रानहु लै है. २७
अबलग सबहि पदारथ भोगें,
देह रु इंद्रिय रहे अरोगे;
तिय जो चारि चतुर्पद सोहत,
चारि फूलफल खग मनमोहत. २८

## चारि चतुर्पद.

दोहा.

करि करउरु मृगखुरुपुरज, केहरिसी कटि मान;
लोचन चपल तुरंगसैं, बरनै परमसुजान. २९

## चारि फूल.

कमलवदन, अलसीकुसुम चिबुकचिह्न मतिधाम;
तिलप्रसूनसी नासिका, चंपकतनु अभिराम. ३०

## ૩ ભછૂં લડાઇમાં મૂઓ, એવી ખોટી અફવા રાજાને કાને લેઇ જવી.

ભછૂંએ જીત મેળવી એ સાંભળીને (પેલા સરદારોએ એવી ગોઠવણ કરી કે ભછૂં પાછો નગરમાં આવી રાજાને મળી ન શકે પછી) તેમણે રાજા પાસે જઇને જૂઠી વાત કહી કે-મહારાજ! ભછૂં લડાઈમાં મરાયો છે એ બહુ ખોટું થયું! આ મિથ્યા વચનને રાજાએ સાચું માની લીધું. ૨૫. અને ભછૂંની જગોએ બીજાની મુખ્ય પ્રધાન તરીકે નિમણૂક કરી તથા તેને છત્ર ચામર

પાલખી અને પ્રધાનવટાનો પોશાક આપ્યો. તે પ્રધાને એવો બંદોબસ્ત કર્યો કે રાજાને કાને સ્વપ્નામાં ભર્તૃ શબ્દ આવે નહિ. ૨૬

### ૪ ભર્તૃનો ત્યાગ-વૈરાગ્યઃ—

હવે ભર્તૃએ વિચાર કર્યો કે, આ લોકો મને રાજાની પાસે જવા દેવાના નથી; અને જો જવાનો યત્ન કરીશ તો મને મારી નાંખશે. એમ સમજીને પોતે તપસ્વીનું રૂપ ધારણ કર્યું. તેણે મનમાં વિચાર કર્યો કે—૨૭

### ૫ ભર્તૃનો સ્ત્રી વિષય વૈરાગ્ય—

આજસુધી બધા પદાર્થો ભોગવ્યા; દેહ અને ઇંદ્રિયો પણ આરોગ્ય રહી. ચાર જાતનાં પશુ, ચાર જાતનાં ફૂલ, ચાર જાતનાં ફળ અને ચાર જાતનાં પક્ષીની જેને ઉપમા આપવામાં આવે છે, એવી સ્ત્રીઓ મેં ભોગવી. ૨૮

**ચાર પશુ**—હાથીની શુંડ જેવી જેની જાંઘ, હરણની ખરી જેવું જેનું ગુહ્યસ્થળ, સિંહના જેવી જેની કટિ, અને ઘોડાના જેવાં ચંચળ જેનાં નેત્ર, એવી સ્ત્રીઓ મેં ભોગવી. ૨૯

**ચાર ફૂલ**—કમળ જેવું જેનું મુખ, અળસીના ફૂલ જેવી જેની હડપચી, તલના ફૂલ જેવી જેની નાસિકા અને ચંપાના ફૂલના રંગ જેવું સુંદર જેનું શરીર, એવી સ્ત્રીઓ મેં ભોગવી. ૩૦

### चारि फल.

**बिंबअधर दारिमदसन, उरज बिल्से श्रीर;**
**कोहरसी पडी कहत, कोबिदमतिगंभीर. ३१**

### चारि खग.

**है मरालसी मंदगति, कंठ कपोतसुढार;**
**पिकसी बानी अति मधुर, मोरपुच्छसे बार. ३२**

**चौपाई-गंग पयोनिधि कबहु न त्यागत,**
**जातैं रसिक सुमन अनुरागत;**
**विंधि तिलोत्तमा अपर बनाई,**
**हम्यो सुंद जिम सो न सुहाई. ३३**
**मिहिंदी नावक करपदरागा,**
**तिनको मैं किय निमिष न त्यागा,**

और भोग तिनके उपकरना,
भोगे सबैं निकट भौ मरना. ३४
अहो मूढ को ममसम जगमैं,
भौ लंपट अबलग मैं भगमैं;
गीलो मलिन मूत्रतैं निसदिन,
स्रवत मांसमय रुधिर जु छतबिन. ३५

**ચાર ફળ**—પાકા ગિલોડાના ફળ જેવો જેનો નીચલો ઓઠ, દાડમની કળી જેવા જેના દાંત, બીલા જેવા જેના સ્તન, અને સલગમ ( વિલાયતી મૂળો ) ના કંદ જેવી જેની એડી, એવી સ્ત્રીઓ મેં ભોગવી. ૩૧

**ચાર પક્ષી**—હંસના જેવી જેની મંદ ગતિ, હોલાના જેવો જેનો સુંદર ઢાળવાળો કંઠ, કોયલ જેવી જેની મધુર વાણી, અને મોરના પીંછા જેવા જેના સુંદર વાળ, એવી સ્ત્રીઓ મેં ભોગવી. ૩૨

મહાદેવના માથા ઉપર રહેલી છતાં પણ ગંગા સમુદ્રને કદી તજતી નથી, માટે સ્ત્રીઓનાં મન રસિકની સાથેજ પ્રેમવાળાં થાય છે. બ્રહ્માએ સૌથી સુંદર સ્ત્રી તિલોત્તમા બનાવી, પણ તેણે સુંદ અને ઉપસુંદ નામના દૈત્યોને મારી નાંખ્યા ! ૩૩ એમ છતાં મેંદી અને અળતાના રંગ જેવા પગના રંગવાળી સ્ત્રીઓનો મેં ક્ષણ પણ ત્યાગ કર્યો નહિ, એટલુંજ નહિ, પણ સ્ત્રી ભોગનાં બીજાં સાહિત્ય ખાનપાન આદિ પણ મેં ભોગવ્યાં. પણ હવે મારૂં મરણ પાસે આવ્યું છે. ૩૪ અરે ! મારા જેવો મૂઢ જગતમાં કોણ હશે કે જે હું આજસુધી સ્ત્રીની યોનિમાં લંપટ થઇ રહ્યો ! એ યોનિ રાત દહાડો મૂત્રથી મેલી અને ભીની રહે છે, તથા તેમાં કાંઈ ક્ષત થયા વિના પણ માંસના રસ જેવું લોહી ( વખતો વખત ) વહે છે ! ૩૫

चर्म लपेट्यो मांस मलीना,
ऊपरि बार अशुद्ध अलीना;
इनमैं कौन पदारथ सुंदर,
अति अपवित्र ग्लानिको मंदिर. ३६
तियकी जंघ जघन्य लखाही,
रंभा करिकर उपमित जाही;

आर्द्र मूतको मनु पतनारो,
…चिरमांसत्वक अस्थिपसारो. ३७
लगत जु नीके स्थूलनितंबा,
तिनके मध्य मलिन मलबंबा,
तट ताकेतैं अतिदुर्गंधा,
व्है आसक्त तहां सो अंधा. ३८
अधर जु थूकलारसैं भीजत,
तजि ग्लानी निज मुखमैं दीजत;
दृष्टमदा नारीमदिरा भजि
शुद्ध अशुद्ध विवेक दियो तजि. ३९
कहत नारिके अंग जु नीके,
करत बिचार लगत युं फीके;
कपट कूटको आगर नारी,
मैं जानी अब तजन बिचारी. ४०

એ ભગ એટલે મલિન માંસ છે અને તેના ઉપર ચામડું લપેટેલું છે. તેના ઉપર અશુદ્ધ એવા વાળ સ્પષ્ટ છે. એમાં કયો પદાર્થ સુંદર છે! જે છે, તે અત્યંત અપવિત્ર અને ગ્લાનિનું સ્થાન છે. ૩૬

સ્ત્રીની જે જાંઘને કેળનો સ્તંભ અને હાથીની શુંઢ સાથે સરખાવી છે, તે સદૈવ નિકૃષ્ટ વસ્તુ છે. તે હાડકાં, માંસ, લોહી અને ત્વચાનીજ બનાવટ છે, અને ભીના (વહેતા) મૂતરની જાણે પરનાળ હોય તેવી છે. ૩૭

સ્ત્રીના સ્થૂલ નિતંબ (ફૂલા) જે (કામીઓને) સારા લાગે છે, તેમની વચ્ચે મલિન એવી વિષ્ટાના બંબા જેવું ગુદસ્થાન આવેલું છે, અને બે નિતંબ તે તેના બે અતિ દુર્ગંધિવાળા કિનારા છે. તેમાં જે આસક્ત થાય છે તે (ખરેખર) આંધળો છે. ૩૮

સ્ત્રીનો નીચલો ઓઠ જે હંમેશાં થુંક અને લાળથી ભીનો રહે છે, તેને (કામી પુરૂષ) ગ્લાનિ તજીને પોતાના મુખમાં મૂકે છે! એવી રીતે દીઠેથીજ જેની કેફ ચઢે છે એવી સ્ત્રીમાં આસક્ત થઇને મેં શુદ્ધ અશુદ્ધનો વિવેક છોડી દીધો છે! ૩૯

સ્ત્રીનાં અંગ જે સુંદર કહેવાય છે, તે તો વિચાર કરતાં

આવી રીતે ફીકાં (રસરહિત) લાગે છે! સી તો કપટ અને કૂડની ખાણ છે, એમ મેં જાણ્યું તેથી હવે તેનો ત્યાગ કરવાનો મેં વિચાર કર્યો છે. ૪૦

कलाकंद दधि पायस पेरा,
तंदुलघृत व्यंजन बहुतेरा;
और विविध भोजन जे कीने,
तिन सबके रसना रसलीने. ४१
अबलौं भई न तृप्ति जु याकूं,
यातैं वृथा पोषिना ताकूं;
क्षुधाविनासेहि बनफल कंदा,
व्है क्यूं पराधीन यह बंदा. ४२
गुहा महल बन बाग घनेरा,
क्यूं राजाको व्है हूं चेरा;
सैज सिला अरु निजभुज तकिया,
निर्झरजल करपात्र न ढकिया. ४३

૬ ભર્તૃને બીજા પદાર્થોનો વૈરાગ્ય—

આજ સુધી મેં કેળાં, કંદ, દૂધ, દહીં, દૂધપાક, પેંડા, ચોખા, ઘી, શાક, અથાણાં ઇત્યાદિક અનેક સ્વાદિષ્ટ પદાર્થોનું ભોજન કર્યું તે બધાનો રસ જીભને ચખાડયો. ૪૧ પણ હજી એને તૃપ્તિ થતી નથી, માટે તેનું પોષણ કરવું એ મિથ્યા છે. માત્ર ભૂખજ મટાડવી હશે તો વનમાં કંદ અને ફળ ઘણાં મળે છે, ત્યારે હવે હું શા માટે પરાધીન રહું? ૪૨

પર્વતની ગુફાઓ રૂપી મહેલ છે; અને વન રૂપી બાગ પણ ઘણા છે; પલંગને ઠેકાણે પર્વતની શિલાઓ છે; અને હાથનું ઓસીકું છે; ઝરણોમાં પાણી છે; અને મારા હાથ એજ પાત્ર છે; શા માટે હવે હું રાજાનો ગુલામ થાઉં? ૪૩

बैठि इकंत होय सुखछंदा,
लहिये भर्तृ परमानंदा;
बिन एकांत न आनंद कबहु,
मिलै अखिलौं पृथ्वी सबहु. ४४

दोहा.

पृथ्वीपती नीरोगयुत, दृढस्थूल बलवंत;
विद्यायुत तिहि भूपमैं मानुष सुखको अंत. ४५

चौपाई—जे मानवगंधर्व कहावत,
ता नृपतैं सतगुन सुख पावत;
होत देवगंधर्व जु औरा,
तिनतैं तहँ सौगुन सुख ब्यौरा. ४६
सुख गंधर्वदेवको जो है,
तातैं सतगुन पितरनको है;
पुनि आजान देवमैं तिनतैं,
सौगुन कर्मदेवमैं जिनतैं. ४७
मुख्य देव जे है पुनि तिनमैं,
कर्मदेवतैं सौगुन जिनमैं;
जो त्रिलोकपति इंद्र कहीजै,
तामैं पुनि सौगुन गिनि लीजै. ४८
सब देवनको गुरु बृहस्पति,
लहै इंद्रतैं सतगुन सुखगति;
जाको नाम प्रजापति भाखत,
गुरुतैं सुख सौगुन सो राखत. ४९
ताहूतैं सौगुन ब्रह्महि सुख,
लहै न रंचक सो कबहु दुःख;
इतनैं या क्रमतैं सुख पावत,
तैत्तिरीयश्रुति यूं समुझावत. ५०

सोरठा

राजातैं ब्रह्मांत, कह्यो जु सुख सगरो लहै,
रहत सदा एकांत, कामदग्ध जाको न हिय. ५१

૭ સર્વ સુખ એકાંતમાં છે.

પછી ભર્તૃહરિ પોતાના મનને કહેવા લાગ્યો કે સ્વછંદપણે એકાંતમાં બેસીને હે ભર્તૃ ! તું પરમાનંદનો અનુભવ કર. જો સમુદ્ર પર્યંત બધી પૃથ્વીનું રાજ્ય મળે તો પણ એકાંત વગર આનંદ કદી મળતો નથી ! ૪૪

મનુષ્ય લોકનું સૌથી અધિક સુખ કયું ?—જે રાજા હોય, વળી તે જુવાન હોય, તે નીરોગી હોય, શરીરે દઢ અને કદાવર હોય, બળવાન હોય, અને વળી વિદ્વાન હોય, એવા રાજાને જે સુખ મળે તે માનુષ સુખની સીમા ગણાય.૪૫

હવે માનુષ્ય સુખ કરતાં માનવ ગંધર્વનું સુખ સોગણું છે; દેવગંધર્વનું સુખ તેના કરતાં સોગણું છે. ૪૬ તેનાથી પિતૃઓનું સુખ સોગણું છે, તેનાથી આજાન દેવોનું સુખ સોગણું છે; તેનાથી કર્મજ દેવોનું સોગણું છે, ૪૭ તે દેવોમાં જે મુખ્ય દેવો છે (એટલે ૧૧ રૂદ્ર, ૧૨ આદિત્ય, અને ૮ વસુઓ) તેમનું સુખ તેનાથી પણ સોગણું છે; તેનાથી ત્રિલોકપતિ ઈંદ્રનું સુખ સોગણું છે. ૪૮ તેના કરતાં બધા દેવોના ગુરૂ બૃહસ્પતિનું સુખ સોગણું છે, તેનાથી પ્રજાપતિદેવનું સુખ સોગણુ છે;૪૯ અને તેના કરતાં બ્રહ્મસુખ સોગણું છે તેને લગાર પણ દુઃખ કોઈ વખત થતું નથી. એટલા જણ એ ક્રમથી સુખ પામે છે, એમ તૈત્તિરીય શ્રુતિમાં કહ્યું છે. ૫૦

હવે જે વિદ્વાન પુરૂષનું હૃદય કામના વડે મલિન નથી અને જે એકાંતમાં રહે છે, તેને એ સઘળાં સુખ પ્રાપ્ત થાય છે. ૫૧

## (૮) સ્ત્રીના સંગના દુખનું વર્ણન.

चौपाई—है एकांतदेसमैं अस सुख,
युवति पुत्र धन संग सदा दुःख;
युवति कुरूप कुबोलनि जाके,
सदा सोक हिय है यह ताके. ५२
प्रभु पुरीषपंडा यह रंडा,
दिय मुहि कौन पापको दंडा;
बोलत बेन ब्याल कागनिके,
भेड भैसि न्योरि नागनिके. ५३
मूत भावती ऊठनिको है,
बोल खगीको सुनि खर मोहै;
रैनि जु ऊचे स्वरहि उचारत,
स्यार हजारन सुनत पुकारत. ५४
निरपराध तिर्य बिन बैरागा,
तजत न बनत पाप जिय लागा;
रहत दुखी यूं निसि न पिय मन,
तय कुबोल सुनि लखि कुरूप तन. ५५
कामनि है जु सुरूप सुबानी,
सो कुरूपतैं है दुखदानी;

चमक चामकी पियहि पियारी,
अर्थ धर्म नसि मोक्ष बिगारी, ५६

**અર્થ**—એકાંત દેશમાં રહેવાથી આ સઘળું સુખ મળે છે; પણ સ્ત્રી, પુત્ર અને ધનના સહવાસમાં સદા દુઃખજ છે. જેની સ્ત્રી કદરૂપી અને કઠોર બોલનારી હોય તેના મનમાં સદૈવ આવો શોક થયા કરે છે કે. ૫૨ હે પ્રભુ! વિષ્ટાથી બનાવેલ શરીર રૂપ આ રાંડ તમે મને કયા પાપના દંડ તરિકે આપી છે! એ બોલ બોલે છે તે વાઘણના, કાગડી, ઘેટી, ભેંસ, નોળવી કે સાપણના જેવા હોય છે. ૫૩

અથવા જેમ ભૂતની સ્ત્રી ચુડેલ બોલતી હોય, અથવા ઊંટડી બોલતી હોય, અથવા જેમ ગધેડી ભૂંકતી હોય અને તે સાંભળીને જેમ ગધેડો મોહ પામે એવો એનો અવાજ છે. રાત્રે જ્યારે એ ઊંચા સ્વરથી બોલી ઊઠે છે ત્યારે તે સાંભળીને હજારો શિયાળવાં બોલવા મંડી પડે છે! ૫૪ પણ એમાં એ સ્ત્રીનો શો અપરાધ છે! (કેમકે એનું કુરૂપ અને કુભાષણ એ તો એને જન્મથીજ મળેલાં છે!) અને મારા મનમાં વૈરાગ્ય પણ નથી કે જેથી હું એને તજી શકું. આ સ્ત્રી મને મળી તે મારા પૂર્વ જન્મના કોઈક પાપનું ફળ મને વળગ્યું છે, માટે એને હું તજી પણ શકતો નથી. એ રીતે સ્ત્રીનાં કઠોર વચનો સાંભળીને તથા એનું કુરૂપ શરીર જોઈને પતિનું મન રાત દહાડો એવી રીતે દુઃખી રહે છે. ૫૫ સ્ત્રી જો સુંદર અને મધુર બોલનારી હોય તો તે વળી તેનાથી પણ દુઃખદાત્રી છે, એની ચામડીની શોભા જોઈને તેનો ધણી એના ઉપર પ્રેમી બની જાય છે, અને તેથી પરિણામે ધર્મ અને અર્થનો નાશ થાય છે, અને મોક્ષ પણ બગડે છે. ૫૬

## अथ धनबिगार.

मीठे बैन जहरयुत लडवा,
खाय गमाय बुद्धि भडवा;
और कछु सुपनहु नहि देखै,
कामअंध इक कामिनि लेखै. ५७

धन कछु मिलै जु बाहिर घरमैं,
सो सब खरचै कामिनि घरमैं;
भूषण वस्त्र ताहि पहिरावै,
[illegible]मात याविहु न आवै. ५८

क स्त्री संગથી ધનનો નાશ.—

पायस पान मिठाई मेवा,
देय भक्तितैं तिय निज देवा;
नेर नाथ नाथ्यो नहि छूटै
तिय कमान पियबैल हि कूटै. ५९

(क) સ્ત્રીસંગથી ધનનો નાશ.

સ્ત્રીનાં મીઠાં વચન એ ઝેર ભેળવેલા લાડુ જેવાં છે, તે જે ખાય છે તેની બુદ્ધિ નાશ પામે છે ને તે ભડવા જેવો થાય થાય છે. તે માત્ર કામનીનેજ દેખી રહ્યો હોય છે—તેને બીજું કશું દેખાતુંજ નથી! ૫૭ જે તેના ઘરમાં ધન હોય કે તે બહારથી લાવ્યો હોય તે બધું સ્ત્રીની ઇચ્છા પ્રમાણે ખરચી નાંખે છે. તેને સારાં સારાં વસ્ત્ર અલંકાર પહેરાવે છે; પણ તેને પોતાના ગુરૂ. માતા કે પિતા કદી યાદ પણ આવતા નથી. ૫૮ સ્ત્રીને ભક્તિથી તે પોતાનો દેવ માનીને તેને મેવા મિઠાઈ ખવરાવે છે; સ્ત્રીના મોહ રૂપી નાથથી નાથેલો પતિ રૂપી બળદીયો છૂટતો નથી, પણ સ્ત્રી રૂપી ખેડુત તેને કૂટયાજ કરે! ૫૯

अथ धर्मविगार.

ज्यूं सूवा पिंजरेमैं बंधुवा,
सिखयो बोलत सुद्ध असुधवा;
तैसे जो कछु नारि सिखावत,
सो गुरु पितु मातहि सुनावत. ६०
जैसे मोर मोरनी आगै,
नाचि रिझाय आप अनुरागै;
तैसैं विविध वेष करि तियको,
मन रिझाय रीझत मन पियको. ६१
जब दुहूनको मन अनुराग्यो,
तब हि मदनमदिरा मद जाग्यो;

भये बावरे वसन हु त्यागे,
अति उन्मत्त घुरत घुनि लागे. ६२
प्रेतरूप धरि नग्न अमंगल,
भिरि भिरि फिरत भेष मन दंगल;
ज्यूं लोटत मद्यपि मतवारो,
गिनत मलीन गलीन न नारो. ६३

त्यूं नरनारि मदनमद अंधे,
अतिगलीन अंगनमें बंधे;
करत मदनमद भ्रम जे मनकूं,
व्है अचरज मुनि त्यागी जनकूं; ६४

नसै मदनमदतैं मति नरकी,
लखत न ऊंचनीच परघरकी;
तियहु बावरी मदन बनाई,
क्रिया दुखद जिहि व्है सुखदाई. ६५
प्रबल काममदिरामद जागे,
तब द्विजतिय धानकतैं लागे;
पिये मदनमदिरा नरनारी,
पसे करत अनंत खुवारी. ६६
कामदोष यूं नरहि बिगोवत,
सो प्रकट सुंदरि तिय जोवत;
यातैं अति सुरूप तिय दुखदा,
त्याको त्याग कहत मुनि सुखदा. ६७
जो सुरूप तियमैं अनुरागत,
विषसम दुखद पेखि नहि भागत;
उभय लोककी करत सुहानि,
मुनिजनगन गुन साख बखानी ॥ ६८

### ख સ્ત્રી સંગથી ધર્મનો બિગાડ.

જેમ પોપટને પાંજરામાં પૂરી રાખેલો હોય તેને જે શુદ્ધ કે અશુદ્ધ શીખવ્યું હોય તે પ્રમાણે બોલે છે; તેમ (સ્ત્રીજિત) પુરૂષ પણ જે કાંઈ સ્ત્રી શીખવે છે તે પ્રમાણે પોતાના ગુરૂ અને માતાપિતાને સંભળાવે છે. ૬૦ જે મોર ઢેલની આગળ નાચીને તેને પ્રસન્ન કરીને પોતે તેના ઉપર પ્રીતિ કરે છે, તે પ્રમાણે નાના

પ્રકારના વસ્ત્રાલંકાર પહેરી પહેરાવીને સ્ત્રીનું મન રીઝાવીને પતિનું મન પ્રસન્ન થાય છે. ૬૧

(હવે પછીની ૬૨, ૬૩, અને ૬૪, એ ત્રણ ચોપાઈનો અર્થ બીભત્સ હોવાથી આપ્યો નથી, પણ તેનો ભાવ એ છે કે, કામના આવેશથી સ્ત્રી પુરૂષ ભાન ભૂલીને એવી રીતે વર્તે છે કે તે કહેતાં ગ્લાનિ ઉપજે છે!)

કામના મદથી પુરૂષની બુદ્ધિ નાશ પામે છે, અને તેથી તે ઊચ નીચ કે પરસ્ત્રી છે તે જોઇ શકતો નથી. સ્ત્રીને પણ કામદેવ એવી બહાવરી બનાવી દે છે કે જેથી દુઃખદાયક ક્રિયાઓને તે સુખદાયક માને છે. ૬૫ જ્યારે કામ રૂપી મદિરાનો બળવાન મદ ચઢે છે, ત્યારે બ્રાહ્મણની સ્ત્રી પણ પારધીની સાથે પ્રેમ કરે છે! સ્ત્રી અને પુરૂષ કામ રૂપી મદ્ય પીએ છે અને એવી રીતે અનંત પ્રકારની ખુવારી કરે છે. ૬૬ કામદોષ આ રીતે હેરાન કરે છે. એ કામદોષ સુંદર સ્ત્રીને જોવાથી પ્રગટ થાય છે; માટે અતિશય સુંદર સ્ત્રી દુઃખનો હેતુ છે, અને તેનો ત્યાગ એજ સુખદાયી છે એમ મુનિઓ કહે છે. ૬૭ જે પુરૂષો સુંદર સ્ત્રીઓમાં પ્રેમ કરે છે, અને તેમને ઝેરના જેવી દુઃખ આપનારી જાણીને તેનાથી નાસતા નથી. તેઓ આ લોક અને પરલોક બન્નેનો નાશ કરે છે, એમ સઘળા મુનિઓ સાક્ષી આપે છે, અને તેમનું કહેવું પ્રશસ્ત છે. ૬૮

## युवती संगसैं बिंदुका नाश ॥

जो नानाविध भोजन खावै,
रस ताको फल बिंदु उपावै;
जीवन बिंदु अधीन सबनको,
नसत शोक बिंदुहुतैं मनको. ६९
व्है जब जनको मन मलवासी,
करत सोक अति धरत उदासी;
रुधिर निवास धरत मन जबहु,
चंचल अधिक रजोगुण तबहु. ७०
जब मन करत बिन्दुमें वासा,
तबे सोक चंचलता नासा;

पुनि आप हि बलवत मन जानै,
व्है प्रसन्न शुभ कारज ठानै. ७१
बिन्दु अधिक होवै जा तनमैं,
सुंदर कांति रूप ता तनमैं;
बिंदु हुको तनमैं उजियारो,
नसै बिंदु तन मनु हतियारो. ७२
जाको बिंदु न कबहु नासै,
बलि न पलित तिहि तन परकासै;
योगी करत खेचरी मुद्रा,
तातैं बिंदु राखि व्है भद्रा. ७३
अष्ट सिद्धि जे धारत योगी,
बिंदु नसै हारत ते भोगी;
अस अति उत्तम बिंदु जु जगमैं,
तिहिं तिय छीनि लेत निज भगमैं. ७४
ज्यूं किसान बेलनमैं ऊषहि,
पीरत लेत निचोरि पियूष हि;
बार बार बेलनमै धारहि,
व्है असार दृथा तब जारहि ७५

## ग स्त्री संगथी બિંદુનો નાશ.

મનુષ્ય જે નાના પ્રકારનું ભોજન કરે છે, તેના રસમાંથી બિંદુ (વીર્ય) બને છે સઘળા માણુસ એ બિંદુને લીધે જીવે છે. અને મનના શોકનો નાશ પણ બિંદુને લીધેજ થાય છે. ૬૯ માણસનું મન જ્યારે શરીરની ધાતુઓના મળમાં નિવાસ કરે છે ત્યારે તે માણુસને બહુ શોક થાય છે ને તેનું મન ઉદાસ થઇ જાય છે. જ્યારે તેનું મન લોહીમાં નિવાસ કરે છે ત્યારે તે ઘણું ચંચળ (અસ્થિર) થઇ જાય છે અને રજોગુણ વધી જાય છે, ૭૦ જ્યારે મન બિંદુમાં નિવાસ કરે છે ત્યારે શોક અને ચંચળતા જતાં રહે છે; વળી તે પોતાને બળવાન સમજે છે તથા તેનું મન પ્રસન્ન રહે છે અને સારાં કાર્ય કરે છે. ૭૧ જેના શરીરમાં બિંદુ વધારે હોય તેના શરીરની કાંતિ સુંદર થાય છે; શરીરમાં બિંદુનુંજ અજવાળું છે; જો શરીરમાંથી બિંદુ નાશ પામે તો તે શરીર જાણે હત્યારા જેવું થઇ જાય છે. ૭૨ જેના શરીરમાં

બિંદુ વિશેષ હોય તેના શરીરની ચામડી ઉપર કરચલીઓ પડતી નથી, તથા તેને પળીઆં આવતાં નથી; યોગી લોકો ખેચરી મુદ્રા કરીને બિંદુનું રક્ષણ કરે છે, અને પોતાનું કલ્યાણ સાધે છે. ૭૩ યોગી લોકો—જેઓ આઠ સિદ્ધિઓ ધારણ કરે છે—તેમનું પણ જો બિંદુ ખસે છે તો તેઓ સિદ્ધિઓ ગુમાવી બેસે છે. જગતમાં આવું અતિ ઉત્તમ જે બિંદુ તેને સ્ત્રી પોતાની યોનિમાં પડાવી લે છે. ૭૪ જેમ ખેડૂત શેરડીને કોલુમાં પીલીને તેનો સાર નીચોવી લે છે, તથા ફરી ફરીને કોલુમાં મૂકે છે. જ્યારે રસ વગરનું પાડું રહે છે ત્યારે તેને બાળી મૂકે છે; ૭૫

त्युं तिय भींचि भुजनमैं पीकू,
भरत योनि घट खींचि अमीकूं;
पुनि पुनि करत क्रिया नित तौलौं,
शेष बिंदुको बिंदु जौलौं. ७६
कियो असार नारि नरदेहा,
खींच फुलेल फूल ज्युं स्नेहा;
भो अकाम सब ताहि जरावै,
सूके बेन मुरार लगावै. ७७
व्है जु सुरूप जोर धन भारी,
ता नरपैं नारी बलिहारी;
करि सुरूप धन बलको अंता,
कहत ताहि तूं काको कंता. ७८
तिहि पुनि मिलन चहै जु अनारी,
कर धरपैं धरतहु दे गारी;
नाक चढाय आंखि हु मोरै,
जाय न पति सेजहुके धोरै. ७९
कोटि वज्रसंघात जु करिये,
सबको सार खींचि इक धरिये;
तियके हियसम सो न कठोरा,
रिखि मुनिगण यह देत ढंढोरा. ८०
करत गुमान हठत तिय ज्यूं ज्यूं,
चिपटत सठमति जनमन त्यूं त्यूं;
कबहुक ताको वांछित करिके,
मरन अंत छोडत न पकरिके. ८१

पढयो पुरान वेद स्मृति गीता,
तर्क निपुन पुनि किनहु न जीता;
करत अधीन ताहि तिय पसै,
बाजीगर बंदरकू जैसे. ८२
सब कछु मन भावत करवावत,
पढै पसुहि भल भाँति नचावत;
उक्तियुक्ति सब तबही बिसरै,
जब पंडित पढि तियपैं ढिसरै ८३
जब कबहु सुमरत यह वेदा,
तब तियमैं मानत कछु खेदा;
तिहिं त्यागनकी इच्छा धारै,
पुनि तिय नैन सैन सर सारै. ८४

જેમ ફૂલમાંથી ફુલેલ (ફૂલનું તત્ત્વ) ખેંચી લેઇને બાકી નિઃસાર કુંચા રહેવા દે છે, તેમ સ્ત્રી પણ પુરૂષના દેહને સાર-રહિત કરી મૂકે છે. એમ એમ કરતાં જ્યારે તે કામરહિત થઇ જાય છે ત્યારે તેને કઠોર વચન રૂપી ઉમાડીયાં ચાંપીને બાળ્યા કરે છે. ૭૭

જે પુરૂષ રૂપાળો, બળવાન અને ધનવાન હોય તેના ઉપર સ્ત્રી પ્રીતિ કરે છે; પણ જ્યારે રૂપ ધન અને બળનો નાશ થાય છે ત્યારે તેને કહે છે કે તું કોનો ધણી છે? ૭૮ (સ્ત્રીઓ વૃદ્ધ પુરૂષ ઉપર રૂચિ કરતી નથી; એ વાતને નહિ સમજનારો ) જે મૂર્ખ માણસ ફરીને પોતાની માનેલી તે સ્ત્રી પાસે જાય છે અને તેના શરીરને હાથ અડકાડે તો તે સ્ત્રી નાક ચઢાવીને તથા આંખ ફેરવીને તેને એવાં કઠોર વચનો કહે છે કે જેથી પતિ સ્ત્રીની શય્યા પાસે જાયજ નહિ. ૭૯ કરોડો વજ્રને એકઠાં કરીને તેનો સાર કાઢીને એકઠો કર્યો હોય તોપણ તે સ્ત્રીના હૃદય જેટલો કઠણ થતો નથી. એમ ઋષિ અને મુનિઓ ઢંઢેરો પિટાવીને કહે છે. ૮૦

જેમ જેમ સ્ત્રી અભિમાન રાખીને પુરૂષથી દૂર હઠતી જાય છે, તેમ તેમ મૂર્ખ માણસ તેને વધારેને વધારે વળગતો જાય છે. કોઇક વાર વળી તે પુરૂષના મનની ઇચ્છા પૂરી કરે છે. અને

પછી એવી રીતે તેને મરતા સુધી સાણુસામાંથી છોડતી નથી. ૮૧ જે પુરૂષ પુરાણુ, વેદ, સ્મૃતિ, અને ગીતા ભણ્યો હોય છે; તથા તર્કશાસ્ત્રમાં એવો નિપુણુ હોય છે કે તેને કોઈ પણ જીતી શકે નહિ; તેને પણુ, જેમ બાજીગર વાંદરાને વશ કરી લે છે તેમ સ્ત્રી પોતાને વશ કરી લે છે· ૮૨ તેની પાસે સ્ત્રી પોતાની ઈચ્છા પ્રમાણે કાર્ય કરાવે છે. અને શીખવેલા પશુની પેઠે તેને સારી રીતે નચાવે છે. જ્યારે પંડિત ભણીને પછી સ્ત્રીના ઉપર આસકત થઇ જાય છે ત્યારે બધાં વચનો ને યુક્તિઓને ભૂલી જાય છે. ૮૩

जहर कटाक्ष नैनसर बोरै,
तानि कमान भौंह जुग जोरैं;
मारत सारत हिय सब जनको,
त्रिग्नहु बचत न धन सठगनको. ८५
भयो न तियमैं तीव्र विरागा,
यूं मतिमंद करत पुनि रागा;
करत त्रिविध आज्ञा ज्यूं चाकर,
हुकम करै बैठीं मनु ठाकर. ८६
जे नर नारनयनसर वीघे,
तिनको हिये होत नहि सीधे;
भलो बुरो सुखदुख सब विसरत,
ते कैसे भवदुख तैं निसरत. ८७
मारी बुरि वेश्या अरु परकी,
तीजी नरक निसानी घरकी;
तजत विवेकी तिहूंमैं नेहा,
करै नेह तिह सठ मुख खेहा. ८८
दोहा—धर्म अर्थ अरु मोक्षको, नारि बिगारतपैन;
सब अनर्थको मूल लखि, तजै ताहि व्है चैन. ८९

જ્યારે કોઇ દિવસ તેને વેદશાસ્ત્રનું સ્મરણુ થાય છે, ત્યારે સ્ત્રીના સંગમાં તેને લગારેક ખેદ થાય છે, અને તેનો ત્યાગ કરવાની ઇચ્છા કરે છે. પણુ વળી પાછો સ્ત્રીના નેત્ર કટાક્ષથી તે વીંધાય છે અને પૂર્વની સ્થિતિમાં આવી પડે છે! ૮૪

જ્યારે સ્ત્રી પોતાની બન્ને ભમરો રૂપી કમાન ખેંચીને નેત્ર

કટાક્ષ રૂપી ઝેરમાં બોળેલાં બાણુ મારે છે ત્યારે સઘળા માણુસોનાં હૃદયને વીંધી નાંખે છે. તેમાંથી જ્ઞાની પણ બચતા નથી તો પછી મૂર્ખ માણુસોનું ધન ન બચે એમાં શું કહેવું ? ૮૫

આવી રીતે જેઓ સ્ત્રીના પાશમાં ફસેલા છે, તેમને તીવ્ર વૈરાગ્ય થયો નથી; તેમના ઉપર મહારાણીની પેઠે બેઠી બેઠી હુકમ કરે છે અને ચાકરની પેઠે તે હુકમનો પુરૂષ અમલ કરે છે. ૮૬ જે પુરૂષો સ્ત્રીના નેત્ર બાણુથી વીંધાયા હોય છે, તેમનું હૃદય સરલ હોતું નથી; તે માણુસો સારૂં માઠું, સુખ દુઃખ બધું ભૂલી જાય છે. આવા માણુસો સંસાર દુઃખમાંથી શી રીતે નીકળી શકે ? ૮૭

સ્ત્રી વેશ્યા હો કે પારકી હો, પણ તે બન્ને ખરાબજ છે. અને ત્રીજી ઘરની સ્ત્રી તે પણ નરકનીજ નિશાની છે. જે વિવેકી માણુસ હોય છે તે એ ત્રણેમાંથી સ્નેહને છોડી દે છે; પણ જેઓ તેમનામાં સ્નેહ કરે છે તેના મુખ ઉપર તો ધૂળજ પડી સમજવી ! ૮૮ સ્ત્રી ધર્મ, અર્થ અને મોક્ષ ને જરૂર બગાડી નાંખે છે; તે સઘળા અનર્થનું મૂળ છે, એમ જાણીને જ્યારે તેમને તજે છે ત્યારેજ સુખ થાય છે. ૮૯

## पुत्र संग दुःख वर्णन ॥

पुत्र सदा दुख देत यूं, बिन प्राप्ति दुख एक-
गर्भ समय दुख जन्म दुख, मरै तु दुःख अनेक. ९०
चौपाई—गर्भ धरत जौं लौं नहि नारी,
दुख दंपति मन तौ लौं भारी;
व्है जु गर्भ यह चित न नासै,
पुत्रि होय की पुत्र प्रकासै. ९१
गर्भ गिरनके हेतु अनंता,
तिनतैं डरत करत अति चिंता;
व्है जु पूत नव मास बिहानै,
जननी जनक अधिक दुख मानै. ९२
नवग्रहमैं इकहू नहि बिगरै,
अस जन को जन्म न जग सगरै;
बिगरै ग्रहकी निशिदिन चिंता,
करत मातपितु बैठि इकंता. ९३

शिशु उदास न्है जब तजि बोबा,
तब दोऊ मिलि लागत रोबा;
यूं चिंतत कछु गये महीने,
दांत पूतके निकसै झीने. ९४
मरत बाल बहु निकसत दंता,
तब यह चिंता दुख तिय कंता;
जियै दूबरो दुखतैं बारो,
देखि चुहारो धरत उतारो. ९५
म्लेच्छ चमार चूहरे कोरी,
तिनतैं जरवावत द्विज धोरी;
सइयद ख्वाजा पीर फकीरा,
धोकत जोरत हाथ अधीरा. ९६
जाकूं हिंदु कबहु नहि मानै,
पुत्रहेतु तिहि इष्ट पिछानै;
भैरो भूत मनावत नाना,
धरत शिवो बल भूमि मसाना. ९७
धानकको डमरू घरि बाजै,
कर जोरत पूजत नहि लाजै;
और जंत्र तावीज घनैरै,
लिखि मढवाय पूतगर गेरै. ९८

(૯) પુત્ર સંગ દુઃખ વર્ણન.

(ભર્તૃ પોતાના મનમાં કહે છે કે–) એજ રીતે પુત્ર પણ સદા દુઃખનો હેતુ છે. જો પુત્ર ન થાય તો દુઃખ, ગર્ભમાં આવે તો દુઃખ, જન્મે ત્યારે દુઃખ, અને મરે તો પણ અનેક દુઃખ થાય છે. ૯૦

જ્યાં સુધી સ્ત્રીને ગર્ભ રહેતો નથી, ત્યાં લગી પતિપત્નીના મનને ઘણું દુઃખ રહ્યા કરે છે; ગર્ભ રહ્યા પછી પણ છોકરો આવશે કે છોકરી ? એ ચિંતા મનમાંથી મટતી નથી. ૯૧. વળી ગર્ભ પડી જવાનાં ઘણાં કારણો હોય છે તેથી પણ તેઓ ડર્યા કરે છે ને ફિકર કર્યા કરે છે. નવ મહિના વિત્યા પછી છોકરો જન્મે છે, ત્યારે પણ મા બાપની ચિંતા ઘટતી નથી; ૯૨. કેમકે નવે ગ્રહમાંથી એક બે ગ્રહ પણ જેના માઠા ન

હોય એવું તો કોઈ જન્મતુંજ નથી ! હવે જે ગ્રહ નબળા હોય તેની ફિકર માબાપ રાત દહાડો એકાંતમાં બેસીને કર્યા કરે છે. ૯૩.

હવે છોકરૂં કદાચ ઉદાસ થઈ જાય કે ધાવે નહિ ત્યારે બન્ને મળીને રડવા લાગે છે. એમ કરતાં કેટલાક મહીના વીતે છે એટલે છોકરાને ઝીણા ઝીણા દાંત નીકળે છે. ૯૪ ઘણાં છોકરાં દાંત આવતાં મરી જાય છે ( તે છોકરૂં સૂકાઇ જાય છે અને તેને અનેક વ્યાધિ થઈ આવે છે ) ત્યારે માબાપની ચિંતાનો પાર રહેતો નથી. જો એ દુઃખમાંથી છૂટીને દૂબળો થઈ ગયેલો છોકરો જીવે છે તો માબાપ ચાર રસ્તાના ચકલા પર ઉતારો મૂકે છે. ૯૫ વળી મ્લેચ્છ, ચમાર, કોળી, વાઘરી, તેની પાસે દોરા ધાગા કરાવે છે કે ઉજણી નંખાવે છે. સારા સારા બ્રાહ્મણો પણ સઈયદ, ખોજા, પીર, ફકીરની પાસે જઈ હાથ જોડી આજીજી કરે છે, ૯૬ જેમને હિંદુ કદાપિ માને નહિ. તેમને પણ છોકરાને માટે પોતાના ઇષ્ટ માને છે. વળી ભૂત ભૈરવની ઉપાસના કરે છે અને મશાણમાં જઈને શિવાબાલિ મૂકી આવે છે ! ૯૭ તેમના ઘરમાં વાઘરીનું ડાકલુ વાગે છે અને હાથ જોડીને તેમની પૂજા કરતાં પણ તે લાજતા નથી ! બીજાં પણ ઘણાંક તાવીજ, દોરા, ધાગા, કે જંત્ર લખીને તેને મઢાવીને છોકરાના ગળામાં બાંધે છે. ૯૮

निजकुलमें इक अच्युतपूजा,
किनहु न सुपनहु सुमर्यो दूजा;
सो कुलनेम पूतहित त्याग्यो,
व्यभिचारन ज्यूं जहँ तह लाग्यो. ९९

होत सीतलाको जब निकसन,
नसत मातपितु मनको विकसन;
स्नानक्रिया तजि रहत मलीना,
परम देव गदहाकू कीना. १००

मोरिवाग बकमहु सिसु मोरा,
गदहा मात चराऊं तोरा;
यूं कह चना गोदमैं धारैं,
विनती करि गदहाकूं चारैं. १०१

अस अनंत दुखतैं सिसु पारन,
जुवा होत लौं और हजारन;
उमर पूतकी व्है जो थोरी,
मरि है करहु उपाय करोरी. १०२

જેમના ઘરમાં એક વિષ્ણુ સિવાય બીજાની પૂજા સ્વપ્ને પણ ન થતી હોય, તે કુળનો નિયમ પણ છોકરાને માટે તજી દેઈને વ્યભિચારિણીની પેઠે ગમે તેની પાસે જાય છે! ૯૯

હવે જ્યારે સીતળા નીકળે છે તે વખતે માબાપના મનનો આનંદ નાશ પામે છે. તે વખતે નહાવા ધોવાનું તજીને મલીન રહે છે, તથા ગધેડાને પોતાનો પરમ દેવ માને છે! ૧૦૦ હે મારી સીતળા માતા! મારો છોકરો મને બક્ષિસ આપજે, હું તારા ગધેડાને મોરડી અને લગામ ચઢાવીશ અને ચારીશ. એમ કહીને ખોળામાં ચણા લેઈને ગધેડાને વીનવીને ખવરાવે છે! ૧૦૧

આવાં ને આવાં અનંત દુઃખો વેઠીને છોકરો ઉછેરવામાં આવે છે તથા તે જુવાન થાય તે પહેલાં બીજાં પણ હજારો સંકટ વેઠવાં પડે છે; એમ કરતાં છોકરાનું આયુષ્ય ટૂંકું હોય તો કરોડો ઉપાય કરતાં પણ તે મરે છે. ૧૦૨

मरैं मातपित कूटहि माथा,
मानि आपकू दीन अनाथा;
हाय हाय करि निशिदिन रोवै,
करि धिकधिक निज जन्म विगोवै. १०३
पूतमरनको व्है दुख जैसो,
लखन सपूत, अपूत न तैसो;
जो जीवै तौ होत हि तरुना.
लगत नारिके पोषन भरना. १०४
दिन अनेक यत्ननि प्रतिपारौ;
तिनकू जल प्यावन है भारौ;
रजनि सेजपैं सिखवै नारी,
तब पितुमात देहु मुहि गारी. १०५
व्है सपूत तौ प्रात हि उठिके,
नवै दूरतैं माथ न गठिके;

यहै मातपित आवे नेरै, :
पूत न सन्मुख आखि हु हेरै. १०६
व्है कपूत तो उठत हि प्राता,
वचन गारिसम बकि असुहाता;
जुदौ होय ले सब घरको धन,
दे पित मातहि इकतिनको तन. १०७
फेरि संभारत कबहु न तिनकूं,
पोषत सबदिन तिय निजतनकूं;
देखि लेत [illegible] उसासा,
या विधि पुत्र सदा दुखरासा. १०८
दोहा-करि विचार यूं देखिये; पुत्र सदा दुखरूप;
सुख चाहत जे पूततैं, ते मूढनके भूप. १०९

તે વખતે માબાપ માથું કુટે છે અને પોતાને દીન તથા અનાથ માને છે તથા હાય હાય કરીને રાત દિવસ રડે છે. અને ધિક ધિક કહીને પોતાનો જન્મારો રદ થઇ ગયો માને છે. ૧૦૩ છોકરો મરવાનું દુઃખ કેવું છે, તે જેનો છોકરો જીવે છે તે જાણે છે, પણ જેને છોકરૂં છે નહિ તે જાણતો નથી. છોકરો જો જીવે છે તો જુવાન થયો કે તરત પોતાની સ્ત્રીનું ભરણ પોષણ કરવા લાગે છે. ૧૦૪ અને જેણે અનેક મહેનત કરીને તેને ઉછેર્યો છે, તેને પાણી પાવાનું પણ ભારે થઇ પડે છે. રાત્રે પથારીમાં સ્ત્રી તેને સમજાવે છે કે તમારાં માબાપે મને ગાળો દીધી ! ૧૦૫ તે સાંભળીને જો સપૂત હોય તો સવારમાં ઉઠીને માબાપની પાસે ગયા વિનાજ દૂરથી નમે છે. અને કદાચ માબાપ એમ ઇચ્છે કે છોકરો પાસે આવે તો સારૂં, પણ છોકરો તો પાસે આવીને તેમના તરફ જોતો પણ નથી ! ૧૦૬

જો કપૂત હોય તો સવારમાં ઉઠતાંજ ગાળો જેવાં અઘટતાં વચન બોલીને ઘરમાંથી સઘળું ધન લેઇને જૂદો નીકળે છે તથા માબાપ પાસે ફકત તેમનું શરીર રહેવા દે છે ! ૧૦૭ પછી ફરીને કદી તેમની સંભાળ લેતો નથી, પણ પોતાની બાઈડીને તથા પોતાના શરીરને પોષે છે. આવા છોકરાને જોઇને માબાપ હમેશાં નીસાસા મૂકયા કરે છે. આ પ્રમાણે પુત્ર સદા દુઃખના રાશિ જેવો છે. ૧૦૮

આ રીતે વિચાર કરી જોઈએ તો પુત્ર સદા દુઃખ રૂપજ છે. એમ છતાં જેઓ છોકરાથી સુખની ઈચ્છા રાખે છે તેઓ મૂઢના રાજાઓ છે. ૧૦૯

## अथ धन-दुःख-वर्णन.

तजि तिय पुत जु धन चहै, ताके मुखमैं धूर;
धनजोरन रक्षा करन, खरच नाश दुखमूर. १९०
चौपाई—जो चाहै माया बहु जोरी,
करै अनर्थ सु लाखकरोरी;
जातिधर्म कुलधर्म सु त्यागै,
जो धनकूं जोरन जन लागै. १११
बिना भाग तदपि न धन जुरि है,
जुरै तु रक्षा करिकरि मरि है;
खरचत धन घटि है यह चिंता,
नासै निशिदिन ताप अनंता. ११२
सदा करत यूं दुख धन मनकूं,
चहै ताहि धिक धिक तिहि जनकूं;
युवति पूत धन लखि दुखदाता,
तज्यो भर्हु ममताको नाता. ११३

## ૧૦ ધન સંગ દુઃખ વર્ણન.

જેઓ સ્રી અને છોકરાને તજીને ધનની ઈચ્છા રાખે છે, તેમના મોઢામાં ધૂળ પડી સમજવી. કેમકે ધન મેળવવામાં દુઃખ છે, તેનું રક્ષણુ કરવામાં દુઃખ છે, અને તેનો ખર્ચ થાય કે નાશ થાય તો તે પણુ દુઃખનો હેતુ છે. ૧૧૦

જે માણુસ ઘણું ધન મેળવવા ઈચ્છે છે તે લાખો ને કરોડો અનર્થ કરે છે. જે માણુસ ધન મેળવવામાં આસક્ત થાય છે, તે જાતિધર્મ અને કુળધર્મને પણુ છોડે છે. ૧૧૧ એમ છતાં ભાગ્યમાં નથી હોતું તો ધન મળતું નથી; કદી મળે છે તો તેને સાચવી સાચવીને મરી જાય છે! વળી ઓછું થવાની બીકથી તેનો ખર્ચ કરવાની તેની હિમત ચાલતી નથી! એમ છતાં જો તે નાશ પામ્યું તો રાત દહાડો અનંત પરિતાપ થયાજ કરે છે! ૧૧૨ એ રીતે ધન પણુ મનને સદા દુઃખજ કરે છે,

તેની જે ચાહના રાખે છે તે માણુસને ધિક્કાર છે. ભર્તૃહરિએ ઉપર કહ્યું તેમ સ્ત્રી, પુત્ર અને ધનને દુઃખ રૂપ જાણીને તેમનો ત્યાગ કર્યો. ૧૧૩

कुंडलिया छंद.

भर्तृ बन एकांतमैं, गयो कियो चित सांत;
भयो नयो दीवान तिन, सुन्यो सकल वृत्तांत;
सुन्यो सकल वृत्तांत, चिंत यह उपजी ताके;
जो नृप जीवत सुनै, मिलै वा काहू नाके;
तौं झूठे हम होंहि, भूप दे सबकूं दंडा;
यातैं अब मिलि कहौ, भर्तृ भौ प्रेत प्रचंडा. ११४

दोहा-करि सलाह यह परसपर, गये कचहरी बीच;
सबहि कही यह भूपतैं; भर्तृ प्रेत भौ नीच. ११५
राख लगाये देहमैं मिलै जाहि बतरात;
तिहि मारत सो नर बचत, जो तिहि देखि परात. ११६

## ૧૧ રાજાની ભર્તૃહરિમાં પ્રેત બુદ્ધિ.

પછી ભર્તૃહરિ કોઈ એકાંત વનમાં ગયો અને ત્યાં ચિત્ત શાંત કરીને બેઠો. એ વાત જે નવો દીવાન થયો હતો તેણે સાંભળી. તેણે ધાર્યું કે ભોગ જોગે કદાચ રાજા તે તરફ જઈ ચઢશે અને તેને જીવતો જાણશે તો અમને સૌને જૂઠા તથા દગાખોર જાણીને શિક્ષા કરશે. માટે હવે બધાએ મળીને એમજ કહેવું કે ભર્તૃહરિ તો મોટો ભૂત થયો છે! ૧૧૪ આવી રીતે બધાએ ઠરાવ કરીને બીજે દીવસે બધા કચેરીમાં ગયા અને રાજાના આગળ વાત કરી કે ભર્તૃહરિ તો મરીને નીચ ભૂત થયો છે. ૧૧૫ તથા શરીરે રાખોડી ચોળીને ફરે છે. કોઈ માણસ તેને દેખીને તેની જોડે વાત કરવા જાય છે તેને મારી નાંખે છે, પણ તેને જોતાંમાં જે નાસી જાય છે તેજ બચે છે. ૧૧૬

सुनि भूपह निश्चय कियो, भर्तृ मरि भो प्रेत;
साच जूठ भूप न लखत, व्है जु प्रमाद अचेत. ११७
कछुदिन बीते भूप तब, मारन गयो सिकार;
पैठयो गिरिवन सघनमैं, जहँ मृगराज हजार. ११८
तपत तहां इक तरूतरै, भर्तृ नीन दीवान;
पेखि ताहि भाज्यो उलटि, मानि प्रेत दुखदान. ११९

इंदव छंद.

भर्तु मर्यो रु परेत भयो यह,
वाक्य असत्य हु सत्य पिछाना;
पेखि लियो निज आखिन जीवत,
तो हु परेत हु मानि भगाना;
वंचकतैं सुनि द्वैत तथा मति मैं
विशवास करै जु अजाना,
ब्रह्म अद्वैत लखै परतच्छ हु
तौ हि नताहि हिये ठहराना. १२०

दोहा.

भेदवचन विसवास करि, सुनत जु कोउ अजान;
सो जन दुख भुगतै सदा, व्है न ब्रह्मको ज्ञान. १२१
यातैं सुनै जु भेदके वचन लखै सु असत्य;
तबही ताकूं ज्ञान व्है, महावाक्यतैं सत्य. ११२

चौपाई—सिष तैं सुनी जु भेदकहानी
जानि झूठ ते नरकनिसानी;
तिनके कहनहार सब झूटै,
पुरुषारथ सुखतै सठ रुठै. १२३
तिनको संग न कबहू कीजै,
ह्वै जो संग, न वचन सुनीजै;
जो कहु सुनै तु सुनतही त्यागहु;
म्लेच्छ जैनवचसम लखि भागहु. १२४

આ વાત સાંભળીને રાજાને નિશ્ચય થયો કે ભર્ત્રૂ મરીને પ્રેત થયો છે; રાજા લોકો પ્રમાદી હોય છે તેથી તેઓ સાચું જૂઠું જાણી શકતા નથી. ૧૧૭

કેટલાક દિવસ વીત્યા પછી રાજા શિકાર કરવા ગયો ત્યાં દૈવ જોગે જ્યાં હજારો સિંહ હતા એવા પર્વતવાળા ઘાડા જંગલમાં જઈ ચઢ્યો ૧૧૮ ત્યાં એક ઝાડ તળે તપશ્ચર્યા કરતા પોતાના દીવાન ભર્ત્રૂને રાજાએ જોયો; તેને જોતાંજ રાજા તેને દુઃખદાયક ભૂત માનીને તરત પાછો વળીને નાઠો-( રખેને એ ભૂત રાજાને ખાઇ ન જાય! ) ૧૧૯

### (૧૨) ભર્છૂના દષ્ટાંતનો સિદ્ધાંત.

ગુરૂ—ભર્છૂં મરી ગયો અને તે ભૂત થયો છે, એ વાત જૂઠી છતાં રાજાએ સાચી માની; પોતાની આંખે એને જીવતો જોયો તથાપિ એને ભૂત માનીને નાશી ગયો. એજ પ્રમાણે ધૂર્ત માણુસોનું માનીને જે દ્વૈતમાં વિશ્વાસ કરે છે, એવા અજ્ઞાની માણુસો અદ્વૈત બ્રહ્મનો પ્રત્યક્ષ અનુભવ કરે તથાપિ તેમના હૃદયમાં તે ઠરતો નથી. ૧૨૦

જે માણુસ દ્વૈત વચનનો વિશ્વાસ કરીને તેમની વાતો સાંભળે છે, તે માણુસ સદા દુઃખ ભોગવે છે, અને તેને બ્રહ્મનું જ્ઞાન થતું નથી. ૧૨૧. માટે ભેદવાદીનાં જે જે વચનો સાંભળ્યાં હોય તે સઘળાંને જૂઠાં જાણે, ત્યારે તેને મહા વાક્યથી સત્ય જ્ઞાન થાય છે. ૧૨૨.

હે શિષ્ય! તેં ભેદની વાતો સાંભળી હોય, તે સઘળી જૂઠી છે અને નરકમાં નાંખનારી છે, એમ જાણજે. તેના કહેનારા પણ સઘળા જૂઠા છે, અને તે સઘળા શઠ પુરૂષાર્થના સુખથી રહિત છે. ૧૨૩. તેમનો સંગ કદી કરવો નહિ; સંગ થાય તો તેમનું વચન સાંભળવું નહિ; વચન સંભળાઇ જાય તો તરત તેને ભૂલી જવું, તથા મ્લેચ્છ અને જૈનનાં વચનો સમાન તેને જાણીને ત્યાંથી દૂર જવું. ૧૨૪

### મિથ્યા દુઃખનો મિથ્યા ઉપાયથી નાશ.
### એ વિષે એક રાજાના સ્વપ્નનું દષ્ટાન્ત.

#### गुरु रुवाच.

चौपाई–जो मिथ्या है दैसिक वेदा,
कैसे करही भवदुख छेदा ?
याको अब उत्तर सुनि लीजै,
मिथ्या दुख मिथ्यातैं छीजै. १२५
वेद रु गुरु सत्य ना होवै,
तौ मिथ्या भवदुख नहि खोवै;
यामैं इक दृष्टांत सुनाऊं,
जातैं तब संदेह नसाऊं. १२६

सुरपति इंद्र स्वर्गमें जैसो,
प्रबलप्रताप भूप इक ऐसो;
भीमसमान सूर बहुतेरे,
तिनके चहुधा डेरे गेरे. १२७
जोधा ले निजनिज हथियारन,
खरे रहे तिहि द्वार हजारन;
अंदर मंदिर ड्योढी ठाढे,
लिये खडग कोसनतें काढे. १२८
उंचो महल अटारी जामें,
फूल सेज सोवै नृप तामें,
पंछी हू पौंचन नहि पावै,
तहां और कैसे चलि जावै. १२९

ગુરૂ—હે શિષ્ય ! તેં જે એમ પૂછયું હતું કે ગુરૂ અને વેદ જો મિથ્યા હોય તો તે સંસાર દુઃખનો શી રીતે નાશ કરશે ? એનો ઉત્તર હું તને કહું તે સાંભળી લે; મિથ્યા દુઃખ મિથ્યા ઉપાયથીજ નાશ થાય છે. ૧૨૫

વેદ અને ગુરૂ જો સત્ય હોત તો તે મિથ્યા સંસારના મિથ્યા દુઃખને મટાડી શકત નહિ. એ વિષે હું તને એક દૃષ્ટાંત કહું છું કે જે વડે તારો સંદેહ નાશ પામશે. ૧૨૬

### (૧) રાજાના શયનાગારનું વર્ણન.

સ્વર્ગમાં જેવો ઈંદ્ર રાજા છે, તેવોજ એક પૃથ્વી પર મહા પ્રતાપશાલી રાજા હતો. તેની તહેનાતમાં ભીમના સરખા પરાક્રમી અને બળવાન ઘણાક યોદ્ધા હતા, તે તેનું ચારે પાસેથી રક્ષણ કરવાને તેની ચારે પાસે પોતાનો મુકામ નાખીને પડયા હતા. ૧૨૭ હજારો યોદ્ધાઓ પોતપોતાનાં હથિયારો લેઈને દ્વારમાં ખડા રહેતા હતા. ઉઘાડી તરવારો લેઇને તે મહેલની અંદર રાજાની અટારીમાં ઉભા રહેતા હતા. રાજાનો મહેલ ઉંચો હતો અને તેની ફરતી અડાશી હતી. ૧૨૮ રાજા પોતાના એ ઉંચા મહેલની અટારીમાં ફૂલની શય્યામાં સૂઈ રહ્યો હતો. તે જગોએ પક્ષી પણ પહોચી શકે એમ ન હોતું તો બીજો કોઈ ત્યાં શી રીતે જઈ શકે ? ૧૨૯

तहां भूप देख्यो अस सुपना,
पकड्या पैर गादरी अपना;
भूप छुडायो चाहत निज पग,
तजत न गादरि पकडि जु पगरग. १३०
तब राजा यूं खरो पुकारै,
है को अस जा गादरि मारै;
जोधा जो ठाढै निजद्वारा,
तिन रंचकहु न दियो सहारा. १३१
तब नप दंड लियो निज करमैं,
आपुहि मार्यो स्यारनि सिरमैं;
लगत दंड भौ ताको अंता,
तब निसरैं पगरगतैं दंता. १३२
दांत लगे गाढै नृप पगमैं,
यूं लंगरात सु चालत मगमैं;
तब चाल्यो ले लाठी करमैं,
पहुच्यो घावरियाके घरमैं. १३३
ताहि कह्यो फोहा अस दीजै,
घाव पावको तुरत भरिजै;
घावरिया नृपतैं यह भाख्यो,
फोहा नहिं तयार धर राख्यो. १३४
जो तूं दे पैसा इक मोकूं,
तौ तयार करि देहू तोकूं;
तब उलटयो नृप लाठी टेका,
नहीं देनकूं कौडिहु एका. १३५

(૨) રાજાને સ્વપ્ન-પગે શિયાળ કરડયું.

ત્યાં રાજાને એક એવું સ્વપ્ન આવ્યું કે તેમને પગે એક શિયાળ બાઝી પડી છે. રાજા તેની પાસેથી તે પગ છોડાવવાની મેહેનત કરવા લાગ્યો, પણ શિયાળના દાંત રાજાના પગની રગમાં એવા બેઠા હતા કે તે શિયાળ છોડતી નહોતી. ૧૩૦. તે વખતે રાજાએ ત્યાં ઉભા ઉભા બૂમો પાડવા માંડી કે 'અરે! કોઈ દોડો-આવો; આ શિયાળને મારીને મારો પગ છોડાવે એવો કોઈ છે?'

**(૩) જાગ્રતનાં સાહિત્યો રાજાને મદદ કરતાં નથી-** તે વખતે જે જોદ્ધાઓ રાજાના બારણા ઉપર ઉઘાડી તરવારે ઉભા

રહ્યા હતા, તેમણે તેને લગાર પણ મદદ કરી નહિ! (કેમકે રાજાના સ્વપ્નાની બૂમો તેમણે સાંભળી નહોતી અને સ્વપ્નાનું શિયાળ તેમણે જોયું નહોતું.) ૧૩૧. કોઈ મદદ કરવા આવતું નથી, એમ જોઈને છેવટે રાજાએ એક ડાંગ હાથમાં લીધી અને જાતેજ તે શિયાળના માથામાં મારી. તે ડાંગ વાગતાંજ શિયાળ મરી ગઇ, અને ત્યારે રાજાના પગની રગમાં તેના દાંત પેઠા હતા. તે નીકળી ગયા. ૧૩૨. રાજાના પગમાં દાંત ઊંડા પેઠા હતા, તેથી રાજા લંગડાતો લંગડાતો રસ્તામાં ચાલવા લાગ્યો.

**(૪) મલમપટ્ટા કરનારને આપવા પૈસો મળતો નથી, અને તેથી પગે મલમપટ્ટો થતો નથી**—લાકડીના ટેકાથી રાજા ચાલતો ચાલતો મલમપટ્ટા કરનારને ઘેર ગયો, ૧૩૩. અને તેને કહ્યું કે મારે પગે શિયાળ કરડી છે માટે એવો મલમ આપ કે જેથી પગનો ઘા જલદી રૂઝાઈ જાય! ત્યારે મલમપટ્ટા કરનાર બોલ્યો કે ભાઇ, મલમ ઘરમાં તૈયાર રાખ્યો નથી; ૧૩૪ જો તું મને એક પૈસો આપે તો તને મલમ તૈયાર કરી આપું. એમ સાંભળીને રાજા લાકડીના ટેકાથી લંગડાતો લંગડાતો ત્યાંથી પાછો ફર્યો, કેમકે તેને આપવાને તેની પાસે તો એક કોડી પણ નહોતી: ૧૩૫.

लाग्यो सोच करन टरि घरतैं,
दूजे बात कौन बिन जरतैं;
जो मैं होत धनी वडभागा,
आवतु घर धावरिया भागा. १३६
मोहि निकम्मा जानि कंगाला,
घरतैं तुरत रोग ज्यूं टाला;
याहीकूं कछु दोष न दीजै,
बिनस्वारथको किहि न पतीजै. १३७
मातपितावांधवसुतनारी,
करत प्यार स्वारथतैं भारी;
जो नहि स्वारथ सिद्धि पावै,
तो इनकूं देख्यो हु न भावै. १३८
जा बिन घरी एक नहि रहते,
दुःख अपार बिछुरै सब लहते;

जब देखै आयो घर पौरी,
घरके मिलत भाजि भरि कौरी. १३९
विधि अधीन कोढी सो होवै,
सब अंगनीमैं पानी चोवै;
अरु जरि परी आंगुरी जाके,
भिनभिनात मुख माखी ताके. १४०
कहत ताहि ते घरके प्यारे,
मरि पापी अब तौ हतियारे;
जिहि देखत अंखिया न अघानी,
तिहि लखि ग्लानि वमनज्यूं आनी. १४१
जो तियहिय लागत पति प्यारो,
किय न चहत पल उरतैं न्यारो;
ताकी पवन बचायो लौरै,
भिरै जु वसन तु नाक सकौरै. १४२

**(૫) રાજાનો સ્વપ્નમાં શોક–સંસાર સ્વાર્થી છે.**— મલમપટ્ટા કરનારને ઘેરથી નીકળ્યા પછી તે શોક કરવા લાગ્યો કે, અરેરે! પૈસા વગર મારી વાત કોણ સાંભળે! જો હું ભાગ્યશાળી ધનવાન હોત તો મલમપટ્ટા કરનાર દોડતો દોડતો મારે ઘેર આવત. ૧૩૬. પણ મને કંગાલ અને નકામો જાણીને રોગની પેઠે ઘેરથી તેણે તરત હાંકી કાઢયો. પણ એને કાંઇ દોષ આપવાનો નથી; સ્વાર્થ વગર કોઈ કોઇનો વિશ્વાસ કરતું નથી. ૧૩૭ મા, બાપ, દીકરા અને સ્ત્રી, એ સઘળાં સ્વાર્થથી ઘણો ઘણો પ્રેમ કરે છે! જો તેની પાસેથી સ્વાર્થની સિદ્ધિ ન થાય તો પછી તે તેમને દીઠો પણ ગમતો નથી! ૧૩૮

જે માણુસને જોયા વિના ઘરનાં માણુસ એક ઘડી પણ રહેતાં નથી, જેના વિયોગથી તેમને અપાર દુઃખ થાય છે, જેને આવતો જોઈને ઘરનાં માણુસ તેના સામે દોડી જાય છે અને પગથિયાં ઉપરજ તેને બાથ ભરીને ભેટી પડે છે; ૧૩૯. તેજ માણુસ દૈવ યોગથી જો ગળતકોઢ રોગવાળો થાય, એના તમામ અંગમાંથી પાણી ટપકતું હોય, તેની આંગળિયો ગળી પડી ગઈ હોય, તેના મોંઢા ઉપર માખ્યો બણ બણ કરતી હોય, ૧૪૦, તો ઘરનાં તેનાં વાહાલાં તેને કહેશે કે હવે તો આ પાપી હત્યારો મરે તો

સારૂં થાય! જેને જોઈને આંખ્યો તૃપ્ત થતી નહોતી, તેને જોઇને ઉલટી થતી હોય એવી ગ્લાનિ થાય છે! ૧૪૧. જે સ્ત્રીને પોતાનો પતિ વહાલો લાગતો હતો અને તેને છાતીથી એક પળ પણ દૂર કરવા ચહાતી નહોતી, તેના તરફથી આવતા પવનથી તે બચવા ઈચ્છે છે, અને કદાચ પવન આવી ગયો તો નાક સંકોચીને તેમાં લૂગડું દાબે છે: ૧૪૨.

जिहि पितुमात गोदमैं लेते,
सकुचत तिहि करते कछु देते;
मिलत भ्रात जो भरि भुज कोरी,
सो बतरात बीच दै डोरी. १४३
ऐसैं जग स्वारथको सारो,
बिनस्वारथको काको प्यारो;
मुहि स्वारथ योग्य न विधि कीनो,
यातैं इन फोहा नहि दीनो. १४४
यूं चिंतत इक मुनि तिहिं भेटयो,
तिन दै जरी घाव दुख मेटयो;
निद्रातैं जाग्यो नृप जबही,
घाव दरद मुनि नासैं तबही. १४५
सिष यह तुहि दृष्टांत प्रकास्यो,
लिखि मिथ्यातैं मिथ्या नास्यो
मिथ्या दुख देख्यो जब राजा,
साच समाज न किय कछु काजा. १४६

માબાપ જેને ખોળામાં લેઈ રમાડતાં હતાં, તેને હાથથી કાંઇ આપતાં પણ તેમને સંકોચ થાય છે: જે ભાઈઓ તેને બાથ ભરીને ભેટતા હતા, તે તેની સાથે વચ્ચે છેટું રાખીને વાત કરે છે!! ૪૩. આ જગત એવું સ્વારથનું સગું છે; સ્વાર્થ વગર કોણ કોનું વહાલું છે? વિધાતાએ મને કોઇના સ્વાર્થને યોગ્ય કર્યો નહિ, તેથી આજ મલમપટ્ટી કરનારાએ મને મલમ આપ્યો નહિ!? ૪૪.

(૯) **સ્વપ્નના સંન્યાસીનો મેળાપ–તેણે આપેલી સ્વપ્નાાંની દવા અને તેથી દુઃખનો નાશ**—આવી રીતે વિચાર કરતો કરતો તે રાજા સ્વપ્નામાં જતો હતો, એવામાં એક સંન્યાસી

તેને મળ્યો. તેણે તેને એક વનસ્પતિ આપી તેથી તેના ઘાનું દુઃખ મટી ગયું! રાજા જ્યારે ઉંઘમાંથી જાગ્યો, ત્યારે તો તેના પગનો ઘા, તેમાં થતું દરદ, અને તે દરદને મટાડનાર મુનિ, એ ત્રણે નાશી ગયાં ૧૪૫.

**(૭) સ્વપ્નના દષ્ટાંતનો ખુલાસો-મિથ્યા વેદ ગુરૂજ મિથ્યા સંસારનો નાશ કરી શકે છે**—હે શિષ્ય! તને આ દષ્ટાંત કહ્યું તે ઉપરથી, મિથ્યાથી મિથ્યાનો નાશ થાય છે તે તું સમજી લે. રાજાને જ્યારે મિથ્યા દુઃખ થયું ત્યારે જેટલું સાચું સાહિત્ય તેની પાસે હતું, તેનો કાંઇ ઉપયોગ થયો નહિ. ૧૪૬.

**ટીકા**—તાત્પર્ય એ છે કે, સંસાર રૂપી દુઃખ મિથ્યા છે, માટે તેને દૂર કરવાને વેદ અને ગુરૂ રૂપી સાધન પણ મિથ્યા જ જોઇએ. મિથ્યાના નાશમાં સત્ય સાધનની અપેક્ષા નથી. અને સત્ય સાધન હોય તેનાથી મિથ્યાનો નાશ થાય નહિ. જેમ—

રાજાની પાસે મિથ્યા શિયાળ સ્વપ્નમાં આવ્યું, તે કોઇ સાચા યોદ્ધાથી રોકાઇ નહિ; અને રાજાએ બૂમો પાડી, તે વખતે રાજાની પાસે સાચા શસ્ત્રધારી તો અનેક હતા, પણ કોઇથી તે મરી નહિ; જ્યારે રાજાએ મિથ્યા ડાંગ મારી ત્યારે તે મરી. વળી રાજાને મિથ્યા ઘા પડયો તે વખતે કોઇ સાચો વૈદ્ય કે મલમપટ્ટી કરનારો મળી આવ્યો નહિ. મિથ્યા મલમપટ્ટી કરનાર પાસે ગયો ત્યારે તેણે પૈસો માગ્યો. રાજાની પાસે અનંત ખજાનો સાચો હતો તે એમ ને એમ રહ્યો પણ રાજાને તેમાંથી એક પૈસો પણ મળ્યો નહિ. કોઈ પણ સાચું સાધન રાજાના દુઃખનો નાશ કરવાને સમર્થ થયું નહિ. પણ મિથ્યા મુનિએ મિથ્યા વનસ્પતિ આપીને મિથ્યા દુઃખનો નાશ કર્યો.

આવી રીતનાં સ્વપ્નનો અનુભવ સર્વને છે. સ્વપ્નામાં જાગ્રતના પદાર્થનો કોઇને કોઈ જગોએ પણ ઉપયોગ થયેલો જાણવામાં નથી. એજ રીતે મિથ્યા એવા સંસાર દુઃખનો નાશ મિથ્યા વેદ ગુરૂથીજ થાય છે; સાચા વેદ ગુરૂની અપેક્ષા નથી.

## ત્રણ પ્રકારની સત્તા.

### ૮ મૃગજળથી તરસ કેમ મટતી નથી?

**શિષ્ય**—મારી એક એવી શંકા હતી કે, જેમ મૃગજળના મિથ્યા પાણીથી તરસનો નાશ થતો નથી, તેમ મિથ્યા વેદ ગુરૂથી સંસાર દુઃખનો નાશ થતો નથી. પણ જો વેદ ગુરૂ મિથ્યા માન્યા છતાં તેનાથી સંસાર દુઃખનો નાશ થાય છે એમ માનશો, તો મૃગજળથી તરસનો પણ નાશ થવો જોઇએ.

### મૃગજળ અને તરસમાં સત્તાનો ભેદ છે.

चौपाई—यद्यपि मिथ्या मरुथल पानी,
तातैं किनहु न प्यास बुझानी;
तदपि विषम दृष्टांत सु तेरो,
सत्ताभेद दुहनमैं हेरो. १४७

**અર્થ**—ગુરૂ કહે છે કે, જો કે મરૂસ્થળનું પાણી મિથ્યા છે, તેથી કોઇની તરસ મટતી નથી, તો પણ એ તારૂં દૃષ્ટાંત વિષમ છે, કેમકે મૃગજળનું પાણી અને તરસ એ બેમાં સત્તાનો ભેદ છે તે તમે જુઓ. ૧૪૭.

**ટીકા**—જો કે મિથ્યા મૃગજળ વડે કોઇની તરસ મટતી નથી; પણ મિથ્યા વેદ ગુરૂથી સંસાર દુઃખનો નાશ માનીએ, તો મિથ્યા મૃગજળથી તરસ પણ મટવી જોઇએ; પણ તરસ મટતી તો નથી. ત્યારે મિથ્યા વેદ ગુરૂથી સંસાર દુઃખનો પણ નાશ થાય નહિ. એમ તારૂં કહેવું છે. પણ એ દૃષ્ટાંત વિષમ છે. કેમકે મૃગજળ અને તરસ, એ બન્નેની સત્તા સમાન નથી. બન્નેની સત્તાનો ભેદ છે, તે જુઓ.

### (૧૦) સમ સત્તાની પોતામાં સાધકબાધકતા.

समसत्ता भवदुख गुरु वेदा,
यूं गुरु वेद करत भवछेदा;
आपसमैं समसत्ता जिनकी,
लखि साधकबाधकता तिनकी. १४८

**ટીકા**—સંસારનું દુઃખ અને વેદ ગુરૂની સમાન સત્તા એટલે એક સત્તા છે; માટે વેદ અને ગુરૂથી સંસાર દુઃખનો નાશ થાય છે. **જે પદાર્થોની પોતપોતામાં એકજ જાતની સત્તા હોય તે પોતપોતામાં સાધક અને બાધક થઇ શકે છે.*** સાધક એટલે કારણ અને બાધક એટલે નાશક.

**ટીકા**—જેમ, માટી અને ઘડાની સમસત્તા છે ( બન્ને વ્યાવહારિક હોવાથી ) માટે માટી એ ઘડાની સાધક છે.

જેમ, અગ્નિ અને લાકડાની સમસત્તા છે, માટે અગ્નિ એ લાકડાનો બાધક છે.

---

* આ નિયમ અધિષ્ઠાન રૂપ સાધક અને જ્ઞાન રૂપ બાધક, એ બે સિવાય બાકીના પદાર્થોને લાગુ પડે છે, એમ વિચાર સાગરની ટીકા કરનારા પંડિત શ્રી પિતામ્બરદાસજી લખે છે.—અનુવાદક.

પણ મૃગજળની પ્રાતિભાસિક સત્તા છે અને તરસની વ્યાવહારિક સત્તા છે, માટે એ સમસત્તા નથી પણ વિષમ સત્તા છે. અને તેથી મૃગજળ તરસનું બાધક થતું નથી.

આ ઠેકાણે સત્તાઓનું રહસ્ય સમજાવવું જોઇએ, તે આ પ્રમાણે છે:—ચેતનમાં જે અસ્તિત્વ છે તેને પરમાર્થ સત્તા અથવા પારમાર્થિક સત્તા કહે છે. ચેતન સિવાયના મિથ્યા પદાર્થોમાં બે પ્રકારની સત્તા (એટલે અસ્તિત્વ) છે; એક વ્યાવહારિકી સત્તા છે અને બીજી પ્રાતિભાસિકી સત્તા છે

(૧) **વ્યાવહારિકી સત્તા**—જે પદાર્થનો બ્રહ્મજ્ઞાન વિના બાધ થાય નહિ, પણ બ્રહ્મજ્ઞાનથીજ બાધ થાય છે, તે પદાર્થમાં વ્યાવહારિકી સત્તા છે એમ કહેવાય છે.

એવી વ્યાવહારિકી સત્તા ઈશ્વરની સૃષ્ટિમાં છે. કેમકે દેહ ઇંદ્રિયો વગેરે સંસાર જે ઇશ્વરની સૃષ્ટિ છે, તેનો બ્રહ્મજ્ઞાન વિના બાધ થતો નથી; બ્રહ્મજ્ઞાનથીજ બાધ થાય છે.

જો કે ઈશ્વિરની સૃષ્ટિના પદાર્થોનો બ્રહ્મજ્ઞાન વિના નાશ તો થાય છે, પણ બ્રહ્મજ્ઞાન વિના બાધ થાય નહિ.

(૨) **બાધ શબ્દનો અર્થ**—અપરોક્ષ મિથ્યા નિશ્ચયનું નામ બાધ છે.

એ અપરોક્ષ (પ્રત્યક્ષ) મિથ્યા નિશ્ચય ઈશ્વિરની સૃષ્ટિના પદાર્થોમાં બ્રહ્મજ્ઞાન થયા પહેલાં કોઇને થતો નથી; બ્રહ્મજ્ઞાન થયા પછીજ થાય છે. માટે[1] મૂલ અવિદ્યાનું કાર્ય જે જાગ્રતના પદાર્થ-ઈશ્વર સૃષ્ટિ તેમાં વ્યાવહારિકી સત્તા છે.

જન્મ મરણ, બંધમોક્ષ, આદિ વ્યવહારને સિદ્ધ કરનારી સત્તા એટલે હોવાપણું હોવાથી તે વ્યવહારિક સત્તા કહેવાય છે.

(૩) **પ્રાતિભાસિકી સત્તા**—બ્રહ્મજ્ઞાન વિના જેનો બાધ થઇ શકે તેને પ્રાતિભાસિક સત્તા કહે છે. જેમ, દોરડી, છીપ, ખાર ભૂમિ વગેરેમાં અનુક્રમે સાપ, રૂપું, પાણી, વગેરે દેખાય છે, તેનો બ્રહ્મજ્ઞાન વિનાજ બાધ થાય છે, માટે સાપ વગેરેમાં પ્રતિભાસિક સત્તા છે.

---

૧ અવિદ્યા બે પ્રકારની છે; (૧) મૂલ અવિદ્યા અને (૨) તૂલ અવિદ્યા. જાગ્રતના પદાર્થોનું કારણ મૂલ અવિદ્યા છે; અને સ્વપ્ન તથા મૃગજળ વગેરે ભ્રમનું કારણ તૂલ અવિદ્યા છે. અથવા બીજી રીતે કહીએ તો, ઘટાદિ જડ પદાર્થની ઉપાધિવાળા ચેતનને ઢાંકનારી અવિદ્યા તે **તૂલાવિદ્યા** અને શુદ્ધ ચેતનને ઢાંકનારી તે **મૂલાવિદ્યા**.

પ્રતિભાસ એટલે પ્રતીતિ માત્ર ( ફક્ત જોવાપણુંજ ) જે સત્તા એટલે હોવાપણું તેને પ્રાતિભાસિકી સત્તાકહે છે. છીપમાં રૂપું વગેરે જણાવું, એ તૂલ અવિદ્યાનું કાર્ય છે. એ કાર્યનું અસ્તિત્વ પ્રતીતિ માત્રજ છે, કેમકે ફક્ત દેખાવાપણા સિવાય બીજી કોઈ રીતે રૂપા વગેરેનું અસ્તિત્વ નથી. માટે તેને પ્રતિભાસ સત્તા કહે છે.

(૪) **પારમાર્થિક સત્તા**—જેનો ત્રણે કાળમાં બાધ થાય નહિ, તેની પારમાર્થિક સત્તા કહેવાય છે. ચેતનનો બાધ કદી થતો નથી, માટે ચેતનની પારમાર્થિકી સત્તા છે.

આ રીતે વેદ ગુરૂ અને સંસાર દુઃખ એ બેની એક-વ્યાવહારિક-સત્તા હોવાથી તેમ પોતપોતામાં સમસત્તા છે, માટે મિથ્યા વેદ ગુરૂથી મિથ્યા સંસાર દુઃખનો નાશ થાય છે. અને ભૂખ તરસ પ્રાણના ધર્મ છે. પ્રાણ અને તેના ધર્મોનો બ્રહ્મજ્ઞાન વિના બાધ થઇ શકે નહિ, માટે તરસની વ્યવહારિક સત્તા છે. મરૂસ્થળના પાણીનો બ્રહ્મ જ્ઞાન વિના પણ મરૂસ્થળના જ્ઞાનથી બાધ થાય છે, માટે મરૂસ્થળના પાણીની પ્રતિભાસ સત્તા છે. એ તરસ અનું મરૂસ્થળનું પાણી (ઝાંઝવાંનું જળ) એમની સમાન સત્તા ન હોવાથી તે પાણીથી તરસનો નાશ થતો નથી.

આ પ્રમાણે દૃષ્ટાંત બાધક વેદ ગુરૂ અને બાધ્ય સંસાર દુઃખ, તેની સત્તા એક છે.

અને દૃષ્ટાંતમાં જળ અને તરસની સત્તાનો ભેદ છે. માટે દૃષ્ટાંત વિષમ એટલે દાર્ષ્ટાંત સાથે મળતું આવે એવું નથી.

### शिष्यकी शंकाकी चौपाई.

ब्रह्मभिन्न मिथ्या सब भाखौ,
तिनको भेद हेत किहि राखौ;
उपज्यो यह मोकूं संदेहा,
प्रभु ताकी अब कीजे छेहा ॥ १४९

## ૧૨ પ્રશ્ન-કોનો બાધ કોણ કરી શકે ?

શિષ્ય—હે પ્રભુ ! દોરડીમાં દેખાતા સાપનો, અને ક્ષારભૂમિમાં દેખાતા પાણીનો અને છીપમાં દેખાતા રૂપા વગેરેનો બાધ બ્રહ્મજ્ઞાન વિનાજ થાય છે; અને સંસાર દુઃખનો બ્રહ્મજ્ઞાન થયા પછીજ બાધ થાય છે; એવો ભેદ રાખવાનું શું કારણ છે ? કેમકે બ્રહ્મથી ભિન્ન સર્વે કાંઈ મિથ્યા છે એમ તો આપ કહો છો, ત્યારે તે મિથ્યા પદાર્થોમાં એવો ભેદ રાખવાનું શું કારણ ?

